

અમૃત કેશવ નાયક.

જન્મ સંવત ૧૯૩૩<br>વૈશાખ, શુક્લ પ્રતિપદા.

મરણ સંવત ૧૯૬૩<br>અષાઢ, શુક્લાષ્ટમી.

ॐ वन्देमातरम्

"એમ એ બનાકે કયા મેરી મિટ્ટી ખરાબ કી ?" અને
"શિવશંભૂ શર્માના ચિટ્ઠા" ઇત્યાદિના લખનાર
સ્વર્ગવાસી અમૃત કેશવ નાયક કૃત.

# ભારત દુર્દશા નાટક.

અને

## અન્ય પ્રકીર્ણ લેખો તથા કાવ્યોનો સંગ્રહ.

---

સંગ્રહ કર્તા,
ઠક્કુર નારાયણ વિસનજી ચતુર્ભુજ.
તે, "આજકાલનો સુધારો કે રમણીય ભય કરતા ?"
"પ્લાસીનું યુદ્ધ" અને "માલવકેતુ" નાટક
ઇત્યાદિ ગ્રંથોના કર્તા

---

"तत्किन्त्वथैवतवकारुणिकत्वमीश
वेदास्तथामुनिवरा परिघोषयन्ति ?
नोचेद्दयासदन ! सान्द्रकटाक्षपातै
श्री भारतं पतितं मुद्ध्रियते कुतो न ?"

કાંગડી ગુરુકુલ નિવાસી એક બાલ બ્રહ્મચારી.

---

પ્રકાશક —
'આગાળા મિત્રમંડળ' અમદાવાદ.

---

વિક્રમાર્ક ૧૯૬૫ ખ્રીસ્તીસન ૧૯૦૯.




**વિદ્વદાશ્રય વિદ્યાવિલાસી વિદ્વદ્રત્ન શ્રીયુત ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ, ' ગુજરાતી ' ના તંત્રી અને સ્વામીની પવિત્ર સેવામાં.**

આપે ગુર્જર સાહિત્યક્ષેત્રને ફળદ્રૂપ બનાવવા માટેના જે જે પ્રયત્નો કર્યા છે અને અત્યારે પણ કર્યા કરોછો, વિદ્વાનોને પ્રસિદ્ધિમા લાવવા સાથે ઉદાર આશ્રય પણ આપો છો અને એ સર્વ સદ્દગુણોથી મંડિત હોવા છતા નિરભિમાની રહો છો, એવી લુબ્ધ થઇને, તેમજ સ્વ. અમૃત કેશવ નાયક રૂપ હીરાને પ્રસિદ્ધમા લાવીને જગતમા તેનુ સત્ય મૂલ્ય અંકાવનાર ઝવેરી પણ આપ જ છો એટલામાટે સ્વ. અમૃતની આ લઘુ કૃતિ કૃતજ્ઞબુદ્ધિથી અમે આપના કર કમલમા સમર્પીએ છીએ, તેનો આશા છે કે, સાદર સ્વીકાર કરશોજ

અમે છીએ આપના સ્નેહાનુરાગી
**ઠક્કર નારાયણ વિસનજી સંગ્રહકર્તા**
અને
**' અમદાવાદ ગ્રાગાળા મિત્રમંડળ ' પ્રકાશક**

---

## સ્વર્ગવાસી અમૃત કેશવ નાયકના ગ્રંથો.

---

| નામ. | મૂલ્ય |
|---|---|
| ૧ ભારત દુર્દશા નાટક અને અન્ય પ્રકીર્ણ લેખો તથા કાવ્યોનો સંગ્રહ......... | ૦–૧૨–૦ |
| ૨ પ્રાણ પરિવર્ત્તન. ( મેસ્મેરિઝમનો ગ્રંથ. ) ......... | ૧– ૦–૦ |
| ૩ મરીયમ અથવા એક દુઃખી બાળાનું આત્મકથન... | ૧– ૦–૦ |
| ૪ કન્યા વિક્રયનો કેહેર અથવા અનાચારનો અખાડો... | ૦– ૨–૦ |
| ૫ " એમ એ બનાકે ક્યોં મેરી મિટ્ટી ખ઼રાબ કી !"... | ૧– ૮–૦ |
| ૬ શિવશંભૂ શર્માના ચિઠ્ઠા. ( હવે પછી છપાશે. ) | |

ઉપર્યુક્ત પુસ્તકોમાંનાં પ્રથમ ત્રણ પુસ્તકો નીચે લખેલા સ્થાનેથી મળી શકશે—

૧ વિઠ્ઠલ આશારામ ઠક્કુર.
"લુહાણા મિત્ર" કાર્યાલય, ઘીકાંટા–વડોદરા.

૨ "ત્રાગાળા મિત્રમંડળ" તરગાળાવાડ અમદાવાદ

'કન્યાવિક્રયનો કેહેર' એ પુસ્તક મળતું નથી. "એમ. એ. બનાકે ક્યોં મેરી મિટ્ટી ખ઼રાબ કી !" એ ગ્રંથ ગુજરાતી પ્રીંટીંગ પ્રેસ. કોટ મુંબઇ" એ સ્થળેથી મળી શકશે.

---

# પ્રસ્તાવના.

“ Nor Fame I slight, nor for her favours call
She comes unlook'd for, if she comes at all.
*Pope.*

ગુર્જર વાચકવૃન્દ જેનાથી અજ્ઞાત નથી તે સ્વર્ગસ્થ સાક્ષર બ્રહ્મભૂત કેશવ નાયક કૃત “ ભારત દુર્દશા નાટક અને અન્ય પ્રકીર્ણ લેખો તથા કાવ્યોનો સંગ્રહ ” આજે એક ગ્રંથના આકારમાં વાચકો સમક્ષ રજુ થાય છે. પ્રસ્તુત ગ્રંથમા ગ્રથિત કરેલાં કાવ્યો તથા લેખો સ્વર્ગસ્થે ભિન્ન ભિન્ન પ્રસંગે ‘ ગુજરાતી ’ ‘ જ્ઞાનોત્તેજક ’ ‘ મુસાફર ’ ‘ સુન્દરી શૃંગાર ’ તથા ‘ ભારત જીવન ’ આદિ વર્તમાન પત્રો તથા માસિક પત્રોમા લખેલા હતાં અને તે સર્વ લેખોનોજ પ્રસ્તુત પુસ્તકમા સંગ્રહ કરવામા આવ્યો છે આગ સાગ વિદ્વાનોના આવા પ્રકારના સ્ફુટ લેખોના સંગ્રહો અંગ્રેજી ભાષામા અનેક મુદ્રિત થયા છે; પરન્તુ આપણી ગુર્જરીય ગિરામા ‘ નવલ ગ્રંથાવલી ’ આદિ બે ચાર પુસ્તકોને અપવાદ રૂપ ગણીએ, ’ તો એ પદ્ધતિનો, સર્વથા અભાવજ છે એમજ કહી શકાય આવા પ્રકીર્ણ લેખોના સંગ્રહમાથી કેટલીક વાર ઘણી જાણવા જેવી બાબતો મળી આવે છે અને એટલા માટે ઉત્તમોત્તમ વિદ્વાનોના આવા પ્રાસ્તાવિક લેખોના સમુચ્ચય રૂપ પુસ્તકો જેટલાં વધારે સંખ્યામા છપાઈને પ્રકટ થાય, તેટલો જન સમુદાયને વિશેષ લાભ થવાનો સંભવ છે એમ ધારીનેજ આ સંગ્રહ છપાવીને પ્રકટ કરવામા આવ્યો છે.

પ્રસ્તુત ગ્રંથમા ‘ ભારત દુર્દશા નાટક ’ ને અગ્રસ્થાન આપવાનું કારણ એજ કે, એ નાટક સ્વર્ગસ્થના અન્ય પ્રકીર્ણ લેખો કરતા જેમ મોટું છે તેમજ એમા ચર્ચાયલો વિષય પણ સર્વોત્કૃષ્ટ અને વિશેષ બોધાવહ છે. ગુર્જર ભાષામા આવા પ્રકારનું રૂપક જો ‘ પ્રબોધચન્દ્રોદય ’’

નાટક પછી બીજું કોઇપણ લખાયું હોય તો તે માત્ર આ 'ભારત દુર્દશા નાટક' જ છે. એ નાટકની વસ્તુ સંકલના એટલી બધી મનોહર અને ભાષા તથા વર્ણન શૈલી એટલી બધી ચિત્તાકર્ષક તથા મનોરંજક છે કે જ્યારે એ નાટક 'મુસાફર' માં કટકે કટકે છપાતું હતું ત્યારે અનેક વિદ્વાનોએ એની મુક્ત કંઠે પ્રશંસા કરી હતી અને તેથી આશા છે કે હવે પછી પણ એ નાટક વાચકોના તેવાજ આદરને પાત્ર થશેજ. સ્વર્ગસ્થના અન્ય પ્રકીર્ણ લેખો પણ તેટલાજ માર્મિક અને મનોહર છે અને તે લોક પ્રિય થઇ ચૂકેલા હોવાથી તેમના વિશે અત્ર વિશેષ વિવેચન કરવાની કશી પણ અગત્ય નથી. સામાજિક તેમજ રાજકીય વિષયોમાં સ્વર્ગસ્થની બુદ્ધિનો કેટલો બધો સંચાર થએલો હતો, એ પ્રત્યક્ષ તે લેખોજ સિદ્ધ કરી બતાવી આપશે.

સ્વર્ગસ્થના લેખોનો મેં ઘણા દિવસથી સંગ્રહ કરી રાખ્યો હતો અને અન્ય સાધનોની અનુકૂળતા થતાં તે લેખોને ગ્રંથના રૂપમાં બહાર પાડવાની મારી ઇચ્છા હતી, એટલામાં આમદાવાદ ત્રાગાળા મિત્રમંડળે એ ગ્રંથ છપાવીને પ્રસિદ્ધ કરવાની પોતાની ઇચ્છા દર્શાવી અને તે ઇચ્છાના પરિણામ રૂપે આજે આ ગ્રંથ વાચકોના કરકમલમાં રજૂ થાય છે. સ્વર્ગસ્થ અમૃતની, પોતાની અવનતિના ખાડામાં ગબડી પડેલી ત્રાગાળા જાતિને ઉન્નતિના પ્રકાશમાં લાવવાની ઘણીજ પ્રબળ ઇચ્છા હતી; અને પોતાની તે શુભ ઇચ્છાને ફલીભૂત કરવાના પ્રથમ ચિન્હ તરીકે પોતાના જન્મ સ્થાન અમદાવાદમાં તેણે 'ત્રાગાળા હિતવર્ધક શાળા' નામક શિક્ષણ સંસ્થાની સ્થાપના કરી હતી અને પોતાના મરણ કાળ પર્યન્ત એ શાળાના પોષણ માટે તેણે જોગ પોતે નાણાંની મોટી રકમ આપી હતી તેમજ પોતાના મિત્રમંડળમાંથી પણ નાણાંની જોઇએ તેવી મદદ મેળવી આપી હતી. સ્વર્ગસ્થ અમૃત પોતે નોકરીને લીધે હમેશા વિદેશમાં વસતો હોવાથી શાળાની વ્યવસ્થા કરવાનું કાર્ય બીજાઓને સોંપી દેવામાં આવ્યું હતું પણ એનું પરિણામ વિચિત્ર થયું. અમૃતના જીવન કાળમાંજ તેના એક મોજક

મિત્રના દબાણથી ઉપર્યુક્ત ' ત્રાગાળા હિતવર્ધક શાળા ' ને કેટલાક વખત પછી ' ત્રાગાળા ભોજક હિતવર્ધક સમાજ અને શાળા ' નું નામ આપવામાં આવ્યું હતુ કે જે અદ્યાપિ કાયમ છે અને સ્વ. અમૃતના પ્રયત્નના પરિણામે તેની સ્થિતિ પણ એકન્દર રીતે ઉત્તમ છે એ શાળાનું અને સમાજનુ અત્યાર લગી સ્વ અમૃતના પરિશ્રમથી એકત્ર થએલાં નાણાંથીજ પોષણ થાય છે અને સ્વર્ગવાસીના મરણ પશ્ચાદ તેના મિત્રોએ કરેલા તેના સ્મારક ફંડનાં નાણાંપર પણ તે પોતાનો હક જતાવવાને તૈયાર છે, પરન્તુ પોતાના જન્મ દાતા અને પરિપાલક પરલોકવાસી પિતાના નામને પોતાના નામ સાથે જોડતા શર્માય છે– લજ્જાય છે ! સ્વર્ગવાસીના સ્મારક નિમિત્તે એકત્ર થએલા નાણાનો ઉપયોગ કરવો છે, પણ તેનુ સ્મારક કરવુ નથી અને સમાજે પોતેજ કીર્તિમાન્ થવુ છે એ પણ વિચિત્ર વર્ત્તમાન કાળનો એક ચમત્કારજ કહી શકાય ! જ્યારે સ્વર્ગવાસીના ઉપકારનો સ્વીકાર કરવાને એ ત્રાગાળા ભોજક હિતવર્ધક સમાજ તૈયાર નથી તો પછી અમૃતના સ્મારકના નાણાપર તેનો જરાપણ અધિકાર નથી, એ સ્પષ્ટ જ છે. સ્મારકનો અર્થ સચવાય અને જે કાર્યથી અમૃતનુ નામ જળવાઇ રહે તેવાજ કોઇ યોગ્ય કાર્યમાં એ નાણાંનો ઉપયોગ થવો જોઇએ અને આશા છે કે, સ્વ અમૃત સ્મારક ફંડના વ્યવસ્થાપકો હવે વધારે વિલમ્બ ન કરતા તે નાણાંનો એવા કોઇ કાર્યમાં સત્વર વ્યય કરશે જ વાસ્તવિક રીતે જોતા આ ગ્રંથ પણ ત્રાગાળા ભોજક હિતવર્ધક સમાજે જ છપાવી પ્રકટ કરવો જોઇતો' તો, પરંતુ પોતાના પ્રાણદાતા અમૃતના નામ શ્રવણથી પણ જે શર્માય છે, તેમના તરફથી એ આશા રાખવી ખપુષ્પ કિંવા વંધ્યાપુત્ર સમાન જ છે 'ત્રાગાળા મિત્ર મંડળ ' અમૃતના સ્વર્ગવાસ પછી નવીન સ્થપાયલુ એક મંડળ છે, છતાં પોતાની જ્ઞાતિના એક અગ્રેસર અને વિદ્વાન્ નરના લેખોનો આ સંગ્રહ પોતાના અર્ચે છપાવીને તેણે પોતાની જે ગુણગ્રાહકતા અને કૃતજ્ઞબુદ્ધિનું દર્શન કરાવ્યું છે, તે માટે એ મંડળને આપણે જેટલો ધન્યવાદ

આપીએ તેટલો ઓછોજ છે. ઇશ્વર એ મિત્રમંડળને ઉદ્દંડ આયુષ્ય આપો અને તે જ્ઞાતિહિતનાં તથા સાર્વજનિક હિતનાં આવાં સત્કૃત્ય કરવા શક્તિમાન્ થાઓ, એ જ તે જગન્નિયંતા જગદીશ્વરનાં ચરણોમાં અનન્ય ભાવે અભ્યર્થના !

મારા ધારવા પ્રમાણે સ્વ અમૃતના કેટલાક અપ્રસિદ્ધ લેખો અને કેટલાંક કાવ્યો અદ્યાપિ તેમના બંધુ વલ્લભદાસ પાસે હોવા જોઇએ. જો એ બધા લેખો અમને મળશે તો બીજો પણ આવોજ એક સંગ્રહ છપાવીને પ્રકટ કરવામાં આવશે અથવા જો તેઓ પોતેજ તે લેખો છપાવીને બહાર પાડે તોપણ ઠીક છે. સ્વ અમૃતના 'નાદિરશાહ' અને 'સંસ્કૃત તથા ફારસી ભાષાનો પરસ્પર સંબંધ' એ બે લેખો અર્ધ લખેલા તેમના ભાઇ પાસે છે, તે જો મને તેઓ આપશે તો હું યથાશક્તિ સમાપ્ત કરી આપીશ અને જો તેઓ પોતે છપાવવાના હોય તો સારૂં અને નહિ તો છપાવવાની વ્યવસ્થા પણ હું કરીશ.

સ્વ. અમૃત સારો લેખક હતો, છતાં 'ગુજરાતી, પત્ર સાથેના સંબંધ પછી તે વધારે પ્રકાશમાં આવ્યો. જેમ 'ગુજરાતી' પત્રને તેના લેખોથી શોભા મળી હતી તેમ અમૃતના નામને 'ગુજરાતી' પત્રથી શોભા મળી હતી એટલે કે, 'ગુજરાતી'ના માન્યવર તંત્રી રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ જ એક રીતે સ્વર્ગવાસીની કીર્ત્તિના હેતુ રૂપ થયા છે અને તેથી તેમના એ ઋણમાંથી કિંચિદંશે મુક્ત થવા માટે કૃતજ્ઞ બુદ્ધિથી આ ગ્રંથ આદરપૂર્વક તેમનાં કરકમળમાંજ સમર્પિત કરવામાં આવ્યો છે. શેઠ ઇચ્છારામની આ ગ્રંથનું સમર્પણ સ્વીકારવાની જરા પણ ઇચ્છા નહોતી અને તે ન હોય એ સ્વાભાવિક જ છે, કારણ કે, તેઓ નિષ્કામકર્મવાદી છે અને આવા માનને ઇચ્છનારા નથી; પરંતુ અમારા અસંત આગ્રહને વશ થઇ અમારી લાગણીને ન દુઃખવવા માટે જ તેમણે પ્રસ્તુત ગ્રંથના સમર્પણનો સ્વીકાર કરેલો છે અને તેમની એ ઉદારતા માટે અમે અનન્ય બુદ્ધિથી તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

'આ ગ્રંથ માટે ખાસ સ્વ. અમૃત કેશવનું સ્મરણ લખી આપવા માટે સ્વર્ગસ્થના તેમજ મારા સાક્ષર મિત્ર રા. રમણીકરાય અમૃતરાય મહેતા; તથા પ્રૂફ વગેરે વાંચવાનો પરિશ્રમ લેનાર 'લુહાણામિત્ર' ના તંત્રી રા. રા. વિઠ્ઠલભાઈ આશારામ ઠક્કુરનો અંતઃકરણ પૂર્વક આભાર માનીને હું મારી લેખિનીને અત્ર વિરામ આપું છું.

વીરક્ષેત્ર ( વડોદરા )
વિક્રમાર્ક ૧૯૬૫ ફાલ્ગુન
શુક્લ ત્રયોદશી ગુરુવાસર.
તા ૪ થી માર્ચ ૧૯૦૯.

ભવદીય કૃપાનુરાગી.
**ઠક્કુર નારાયણ વિસનજી.**
સંગ્રહ કર્તા



# સ્વ. અમૃત કેશવ નાયક



## એક સ્મરણ.



લેખકઃ—રા. રા. રમણીકરાય અમૃતરાય મહેતા.

"...............Soul of the age
The applause the delight the wonder of the stage."
*Ben Jhanson.*

ઈંગ્લાંડના સુપ્રસિદ્ધ માસિક "રીવ્યુ ઓફ રીવ્યુઝ" નો નામાંકિત તંત્રી મી. સ્ટેડ એક સ્થળે લખે છે કે " મિત્રનું ચરિત્ર આલેખવું એ ઘણું કઠિન કાર્ય છે." સત્ય પ્રિય મનુષ્યને માટે માત્ર કઠિન નહિ પણ દુર્ઘટ અને ઘણું નાજુક કાર્ય છે—સત્યને અનુસરતાં કવચિત્ મિત્ર પ્રીતિ આડી આવે છે. પરંતુ " Plato is dear but truth is dearer " આ વાક્યને સ્મરણમાં રાખી અમે બને ત્યાં સુધી સત્યને આગ્રહથી અનુસરીશું.

સ્વ. અમૃત કેશવ નાયકનો જન્મ ગુજરાતના પાટનગર અમદાવાદમાં ઇ. સ. ૧૮૭૭ માં થયો હતો, તેના પિતાનો ભવાઇનો વ્યવસાય હતો. ત્રાગાળા જાતિનો વંશપરંપરાનો ધંધો વેશ ભજવી બતાવવાનો છે. તેઓમાં સ્વભાતઃ અનુકરણ શક્તિ એવી તો ખીલેલી જણાય છે કે કુદરતે જાણે તેમને આ કાર્યને માટેજ નિર્માણ કર્યા હોય. આમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. વીર્યશાળી સિખ્ખ અને ગુરખા જાતિ જન્મથીજ લડાયક ગુણ અને શક્તિ લઇને આવે છે તેજ પ્રમાણે ત્રાગાળા જાતિ

જન્મથીજ એક્ટર થવાના ગુણ અર્પણ કરતી આવે છે. હજી સુધી ઘણી નાટક કંપનીમાં આ જાતિના માણસોમાં જેવું ઉત્તમ કલાવિધાન અને અભિનય નજરે પડે છે તેવું અન્ય કોમમાં વિરલજ જણાય છે. આપણા મા બાપોની ઘણે ભાગે એવી ઇચ્છા હોય છે કે પોતે જે ધંધાનો સ્વીકાર કર્યો હોય તેજ ધંધામાં પુત્રને નાખવો. આજ ઇચ્છાનુસાર મર્હૂમના પિતાએ પોતાના પુત્રને થોડું જ્ઞાન પ્રાપ્ત થયું કે તરતજ નાટક કંપનીમાં નોકરીએ રાખ્યો. આ ચચળ અને યુવાન બાળકના મુખમાં આવવા પછી નવીન સૃષ્ટિનો અનુભવ થવામાંડયો; હેની જ્ઞાન પિપાસા બળવતી થઇ, હેની બુદ્ધિનો વિકાસ થતો ગયો, હેની માનસિક દૃષ્ટિ મર્યાદા વધારે બ્હોળી થતી ગઇ. અનેક મનુષ્યના સહવાસમાં આવવાથી પોતાનામાં ન્યૂનતા જણાઇ અને જીવનના વિશેષત્વ લાગ્યું. આ સમયે નોકરી કરતાં જે અલ્પ સમય મેળવતો તે અધ્યયનમાં કામે લગાડતો, જેમ જેમ વાચન વધતું ગયું તેમ તેમ વિદ્યા ઉપર અનુરાગ વધતો ગયો. આ નોકરીને અંગે બીજો લાભ એ થયો કે ઉર્દુ કંપનીના નાટક લખનાર મુન્શીઓના સહવાસમાં આવ્યો અને ઉર્દુભાષા જાણવાની ઇચ્છા જાગૃત થઇ. આસ્તે આસ્તે ઉર્દુનો અભ્યાસ એટલો તો આગળ વધાર્યો કે ઉર્દુના પ્રવીણ લેખકો પણ તેની સ્તુતિ કરવા લાગ્યા. અમને સ્મરણ છે કે એકવાર એક ઉર્દુભાષાના પ્રતિભાશાલી લેખકે કહ્યું હતું કે "અમૃતને આ ભાષાપર જેટલો અધિકાર છે તેટલો આ તરફના હિન્દુઓનો ભાગ્યેજ જોવામાં આવેછે," જેવો તે ઉર્દુનો ભક્ત હતો, તેવોજ હિંદીનો ઉપાસક હતો. હિંદી સાક્ષર મણીલાલ નભુભાઇના "પ્રાણ વિનિમય" નામક ગ્રંથનું હીંદી અનુવાદ કરી, એક હીંદી ઉમદા લેખક તરીકે ભારે ખ્યાતિ મેળવી છે. એક ગુજરાતી લેખક આવી શુદ્ધ સરળ અને સંસ્કારી ભાષા લખે એ ઘણાને વિસ્મયવત્ લાગ્યું. કેટલાક હીંદી ગ્રંથકારો જે અમૃતના સંબંધમાં આવતા તેઓ હેને ભાગ્યેજ ગુજરાતી સમજતા. આનું કારણ એ હતું મર્હૂમ મી. અમૃતનો એવો અપૂર્વ કાબૂ તે ભાષાપર

હતો અને ઉચ્ચાર એવા તો સ્પષ્ટ હતા કે જાણે તે તેની માતૃભાષાજ હોયની!

અમૃતનો અભ્યાસ માત્ર ઉર્દુ અને હીંદી ક્ષેત્રમાંજ ન્હોતો કિંતુ મરાઠી તે સારી રીતે સમજતો અને અંગ્રેજી ભાષાથી જો કે તે અનભિજ્ઞ હતો છતાં ગ્રેજ્યુએટ મિત્રો અને યુવાન કોલેજીઅનોના સહવાસથી ઇંગ્રેજી ભાષાના નામાંકિત લેખકો સંબંધી ઘણું જાણવાજોગ જ્ઞાન ગ્રહણ કર્યું હતું. આમ અભ્યાસથી, સૂક્ષ્મ અવલોકનથી, દેશાટનથી અને વિવિધ મનુષ્યોના સંસર્ગથી અમૃતની વિકાસ પામેલી બુદ્ધિ ફળફૂલવાળી થઇ–તે ક્વચિત્ કાવ્યના નંદનવનમાં, ફીલસુફીના શુષ્ક દણ્ડકારણ્યમાં, ક્વચિત્ ઉર્દુ શાયરોની રમ્ય કલ્પના સૃષ્ટિમાં અને મહાત્માના ઉપદેશના ઉદ્યાનમાં વિહાર કરવા લાગ્યો.

સ્વર્ગસ્થ મિત્ર કવિતાનો ઉપાસક હતો, વિશાળ વાંચનથી તેની સ્વાભાવિક કવિત્વ શક્તિ ઘણી વિકાસ પામી હતી. તેની કવિતાની કૃતિમાં એક નાટક, છૂટાં છવાયાં કેટલાંક કાવ્યો, રસિક કવિ દયારામભાઇની કેટલીક કૃતિનો હીંદીમાં અનુવાદ છે. જેવો તે કવિતાનો ઉપાસક હતો તેવોજ સંગીતનો ભકત હતો. સંગીતની તેની કૃતિ રસિક, મનોહર ઉંચી શૈલીવાળી અને ભાવવાહી છે. તેની કેટલીક ઉર્દુ કૃતિ એટલી તો ઉન્નત અને સુંદર છે કે આ તરફના પ્રખ્યાત ગાનાર અને ગાનારીઓની આદરની વસ્તુ થઈ પડી છે.

આમ સાહિત્યનો અભ્યાસ વધારી માસિકોમાં નિબન્ધો અને કાવ્યો લખવા શરૂ કર્યાં. આમાંના કેટલાક નિબંધો સામાન્ય વિષયપર અને કેટલાક ઐતિહાસિક છે. આસ્તે આસ્તે નવલકથા રચવાનો અને ભાષાંતર કરવાનો ક્રમ શરૂ કર્યો અને આ પ્રયાસના ફળ તરીકે " મરિયમ " "એમ. એ બનાકે ક્યોં મેરી મિટ્ટી ખરાબ કી ?" વગેરે છે. " મરિયમ " બ્હાર પડી ચુકી છે અને તેની ઘણાંને મ્હોંએ પ્રશંસા થાય છે. બીજી નવલકથા સ્વર્ગસ્થના પરમ મિત્ર સાહિત્યાનુરાગી મી. ઠક્કુરના જોવામાં આવી. મી. ઠક્કુર પોતે ઉમદા જ્ઞાતા છે અને તેમને તે-

વાર્તા પસંદ પડી અને તેમણે લગ્ન તન, મન, ધન અને એક નિષ્ઠાથી ગુજરાતી સાહિત્યની સેવા કરનાર સુપ્રસિદ્ધ ગુર્જર સાપ્તાહિક "ગુજરાતી"ના અધિપતિ ગ. ગ. ઇચ્છારામને દેખાડી તેમને તે રસિક અને મનોહર લાગવાથી તેમના પત્રમા પ્રસિદ્ધ કરી અને અધુના તે છૂટી પ્રસિદ્ધ થઇ છે. આ નવલકથા તેની બીજી કૃતિઓ કરતા ઉચ્ચતર, રમણીય, લેખન શૈલી સરળ અને મીઠા હાસ્યવાળી છે. આમા આલેખાયલા ચિત્રો મનોરમ છે, ત્હેમાના [illegible] રસિક અને મૂલ્યવાન છે, પાત્રોના સ્વભાવના ચિત્ર અને વિવિધ બનાવોના વર્ણન ઉજ્જવળ છે અને પાત્રો રમ્ય અને અનુભવગમ્ય છે. અમૃતના લખાણમા એક વિશેષ ગુણ હતો તે એકે ત્હેનામા કંઇક (Wit)* હાસ્ય હતુ અને આ કારણને લીધે ગુજરાતી પત્રમા ત્હેનો શિવશમ્ભુ શર્માનો ચિઠ્ઠો આનંદથી અને ઉત્સાહથી વચાતો. આ ચિઠ્ઠાએ ગુજરાતીમા એટલો ખળભળાટ કરી મૂક્યો હતો કે એક અંગ્રેજી પત્રે તેનો અંગ્રેજી અનુવાદ પોતાના પત્રમા પ્રસિદ્ધ કર્યો હતો.

ગુર્જર ભાષાના ઉપાસક વધે, ગુજરાતી ભાષામા સારાં પુસ્તકોની વૃદ્ધિ થાય અને લેખકોમા મિત્રાચારી વધે એવા હેતુથી સ્વર્ગસ્થનો એક સંસ્થા કાઢવાનો વિચાર હતો પરંતુ એટલામાજ,—

" તૂટ્યો વીણા તંતુ શુચિ મણિ તરંગોની વિખરી ! +

સાહિત્યના ઉપાસક કરતા મર્હુમે નાટ્યકલામા ઉત્તમ પ્રવીણ કલા વિધાયક અને સુધારક તરીકે અક્ષય કીર્તિ મેળવી છે. મર્હુમની નાટકીય કારકીર્દી તત્કાલીન નાટકો અને સ્ટેજના સુધારા સાથે એટલો બધો સમ્બન્ધ રાખે છે કે મર્હુમની કારકીર્દી લખવી એ તાત્કાલીન નાટકના ઇતિહાસ

---

* Wit અને Humour માટે ગુજરાતીમાં એકજ શબ્દનો પ્રયોગ કરાય છે. પરંતુ અંગ્રેજી ભાષામાં Wit અને Humour એ બે શબ્દોના અર્થમાં બહુજ ભેદ છે.

+ કલાન્ત કવિ (સ્વ. બાળાશંકર ઉલ્લાસરામ) કૃત

ઢાખવા સમાન છે. અમુકજ તરેહના પ્રયોગો મુંબાઇમાં નાટકના તખ્તા પર ભજવામાં આવતા અને સારાં નાટકોનો એકંદર રીતે અભાવ હતો. શોક પર્યવસાયી નાટકો શું તે લોકો થોડાજ સમઝતા અને ઘણા તેના તરફ તિરસ્કાર બતાવતા. તે સમયે લોકોની અભિરૂચિ સુધારી અદ્વિતીય આંગ્લ નાટ્યકાર શેકસ્પીયરની કૃતિનો ઉર્દુમાં તરજુમો કરાવવાનું પ્રેરી તે લોકો સમક્ષ મૂકયાં અને તે સંપૂર્ણ ફતેહમંદ નીવડયાં એજ તેની ઉંડી બુદ્ધિની સાક્ષી પૂરે છે. મુંબાઇના પ્રખ્યાત નાટ્યકાર મી. કાવસજી પાલનજી ખટાઉની કમ્પનીને એવી સુધારી હતી કે મી. ખટાઉને જે કમ્પની છ છ વખત ભાંગવી પડી તે અમૃતના અધિકારમાં આવ્યા પછી ઉત્તરોત્તર ઉન્નત સ્થિતિ પર આવી ગઇ. મી. ખટાઉ યથાર્થ કહેતા કે "અમૃત મ્હારો જમણો હાથ છે" પાછળથી જો કે બન્નેને અમુક કારણસર વિરોધ થયો હતો પરંતુ એક બીજાની બુદ્ધિને માટે બન્નેને ઘણુંજ માન હતું.

એક એકટર તરીકે અમૃતની કારકીર્દી ઘણીજ ઉજ્જવલ હતી. તે અદ્વિતીય કલાવિધાયક હતો અને તે કોઇ પણ પાત્રનું કામ ઘણીજ કુશળતાથી કરી બતાવતો-જેટલી કુશળતાથી તે પુરૂષ પાર્ટ કરી બતાવતો તેટલીજ કુશળતાથી તે સ્ત્રી પાર્ટ કરી જતો. વફાદારનું કામ જેવું મનોરમ્ય કરતો તેવુંજ ફતેહમંદીથી નિમકહરામનું કામ કરી બતાવતો. તેને પોતાના નાટકના ક્ષેત્રમાં કોઇ પણ કામ ભાગ્યેજ અસાધ્ય હતું તે પોતાનું કામ એવું તદ્રૂપ બની કરતો કે સામા માણસને અસર કર્યા વગર રહે નહિ, તેને પોતાના કામની તીવ્ર લાગણી હતી ને કર્ત્તવ્ય રસિકતા હતી તે એટલે સુધી કે પોતાને માટે જોઇતી વિધવિધ સામગ્રી વિલાયતથી પોતાને ખરચે મંગાવી લેતો. કરૂણરસ (Tragic) ભજવી બતાવનાર હાસ્ય (Comic)માં નિષ્ફળ નિવડે છે અને જનસ્વભાવની ખરાબ લાગણી દર્શાવનાર લલિત લાગણીઓ એવી ઉત્તમતાથી ભાગ્યેજ બતાવી શકે છે એ એક નિયમ છે પણ મર્હૂમ મી. અમૃત દરેક કાર્ય સરખી કુશળતાથી ભજવી બતાવતો અને આને લીધે તેની એક પ્રખ્યાત આસિકનો તંત્રી

Henry Irving ની સાથે તુલના કરે છે અને આ તુલનામાં કાંઇ અતિશયોક્તિ કે આશ્ચર્ય નથી. નાટકને આપણે હલકા ધધામા ગણીએ છીએ અને નાટક જોવા એ માત્ર નવરાશનુ કામ છે વા પૈસા વ્યય કરવા નુ નિરર્થક સાધન છે એમ આપણે લેખીએ છીએ તો તેમાં સારાં કામ કરનાર ન મળી આવે એ આપણો દોષ છે જે કળા મહર્ષિ ભરતમુનિ જેવાને હાથે ઉત્પન્ન થઇ કાલિદાસ ભવભૂતિ આદિને હાથે ૫ળ દ્રૂપ બની તેની આવી અવનત સ્થિતિ આવી એ આપણી બેકાળજીનુંજ પરિણામ છે. નાટકના સંબંધમા વિશેષ ન લખતાં એટલુ કહેવુ બસ થશે કે નાટકની બાબતમા તેની સેવાની પિછાન નાટક મંડળીવાળાઓએ, નાટકની ઉત્કર્ષતા જોનારાઓએ અને તેના સ્નેહીઓએ કરી છે અમૃતને માટે એક સ્મારક ફંડ ઉભું કરવામા આવ્યું છે તેમાં નાટક કમ્પની તરફથી સારી રકમ ભરાઇ છે અને ફંડ લગ ભગ પાંચ હજાર સુધી આવ્યુ છે.

અમૃતનું શરીર નાજુક બાંધાનું હતુ અને તેની વાતચીતની છટા એવી તો મનોહર હતી કે તે તરત સાભળનારનુ મન હરણ કરતો તેના સ્થાનપર રહાઝે લેખકો તથા ઉર્દૂ કવિઓ વગેરે એકઠા થતા અને સાહિત્ય ચર્ચા થતી આમાં તે ઉલ્લાસથી ભાગ લેતો; અને તેના વાક્ચાતુર્યને લીધે તે આ મિત્રમ ડળમા ડૉ જોન્સનની માફક Dictator હતો. તેના બીજા ગુણો ઉદારતા, દેશાનુરાગ સ્વજ્ઞાતિની ઉન્નતિને માટે પ્રયાસ વગેરે હતા સાજના જ્યા મિત્રમંડળી એકઠી થતી, જ્યા કાવ્યવિનોદ મચી રહેતો અને સાહિત્યના વિવિધ વિષયો ચર્ચાતા; ત્યા આ મ ડળીને માટે તેને થતાનું ખર્ચ મહિને લગભગ પચ્ચાસ રૂપીઆ જેટલું થતું. પોતાની પછાત કોમને સુધારવા માટે તેણે અમદાવાદ "ત્રાગાળા હિતવર્ધક સમાજ," એક લાઇબ્રેરી અને શાળા સ્થાપિત કરી છે મનુષ્ય ગમે તે કરે પણ પ્રત્યેક વિષયમાં સંપૂર્ણ થઇ શકતો નથી. એવો કોઇ વિરલ નર હશે કે જેના અંગે સર્વ ગુણ વિશેષ પ્રમાણમા મળી આવે. મહાન્ પુરૂષનાં જીવન, ઉપર લખેલી બીનાની સાક્ષી

આપે છે. અમૃત સંપૂર્ણ ન્હોતો. ત્હેમાં દોષો હશે. પણ એકંદર રીતે દોષ કરતાં ગુણ વિશેષ હતા. રાતના ઉજાગરા, ખાનપાનમાં અનિયમિતપણું અને માનસિક પરિશ્રમ વિગેરે કારણોને લીધે તેની નાજુક તબીયત લથડી પડી અને ઇ. સ. ૧૯૦૭ માં તેનો સ્વર્ગવાસ થયો.

કેટલાકનું અલ્પાયુષ્ય યશસ્વી હોય છે. કેટલાકનું દીર્ઘજીવન નિષ્ફળ હોયછે. આવા ઉપયોગી પુરુષોની ટુંકી જીંદગી જોઇ કવિ ભર્તૃહરિ એક જગ્યાએ ખેદ કરે છે. આંગ્લ કવિ બેન જોન્સન કવે છે કે:—

" In small proportions we just beauties see
and in short measures life may perfect be. "

---

## અનુક્રમણિકા.

॥ ॐ तत्सत्परमात्मने नमः ॥

# ભારત દુર્દશા નાટક.

## નાન્દી.

પદ, રાગ-યમન કલ્યાણ.

સૂત્રધાર-(" જગત્ પિતા જગજીવન જાગો "-એ ગઢ)

[1] જગકર્ત્તા દુઃખહર્ત્તા ભર્ત્તા મંગળ મુખ દેખાડો;
સૂતા ભાગ્ય પ્રભો, ભારતનાં તે કરિ કૃપા જગાડો.
કલહ મૂઢતા દ્વેષ અવિદ્યા સ્વેચ્છાચાર ઘટાડો;
સમ્પ, સુધારો [2] રમા, વધારો ઉન્નતિદ્વાર ઉઘાડો ૧

ભારતની દુર્દશા અને તેનાં કારણો દેખાડવા એજ આ નાટકનો મુખ્ય ઉદ્દેશ છે વળી આજે આ ખેલ નિરખવા આર્યવરનુ એક મોટુ મંડળ એકત્રિત થયુ છે, તો આ નાટક નિહાળી આટલામાથી એક પણ વ્યક્તિ ભારત વિપત્તિ ટાળવાના પ્રયત્ન કરશે એટલે અમારો પરિશ્રમ સફળ સમજીશું. તથાસ્તુ (જાય છે.)

---

૧ આ સંગીતના પ્રત્યેક પદમા ૨૮ માત્રાની રચના છે અને યતિ તાલાદિમાં પિંગળ શાસ્ત્રાનુસાર " ચોપાયા અથવા મરાઠી ચાલની સાખી " છે; યથા દોહરો -સોળે યતિ હરિને પછી, દ્વાદશ માત્રા હોય;
તાલ પ્રથમ ઉચ્ચારપર, છે. ચોપાયા સોય.

૨ રમા—લક્ષ્મી, ધન.

# અંક પહેલો.

## પ્રવેશ પહેલો.

### સ્થળ—સ્મશાન.

(ભાગ્યાં ટૂટ્યાં ઝૂપડાં, ખોપરીઓ તથા અસ્થિના ઢગ પડેલા છે; કાગડા, ગીધ, શીઆળવાં, કૂતરાં, ઘુવડ, ચીબરીઓ ઉડતાં ફરતાં જણાય છે.)

( ભારત ગાતો ગાતો પ્રવેશ કરે છે; ફાટયાં વસ્ત્રો પહેરેલાં છે, માથે અર્ધ મુકુટ ધારણ કરેલો છે, હાથમાં ટેકવાની લાકડી છે, શિથિલાંગ.)

પદ્ય-યમન કલ્યાણ. ત્રિતાલ.

**ભારતઃ**—કંથ બિન રહી એકલી મોરી જાન. એ રાહ

* કોઇ ના ગ્રહે હાય મમ હાથઃ
ત્રીસ કોટિ સુત છતાં ફરૂં હુ ફરતો અરે ! અનાથ;
જેનું શરણ ગ્રહું તે મારી કોઇ ન સુણતો × ગાથ;
ચારે કોરે ભ્રમું દીન થૈ વિપત્ ગ્રસિત દિનરાત.
પ્રતિદિન દુઃખો વધે, ઘટે સુખ કરે ન કો મમ સાથ;
દુઃખ સમુદ્રે ડૂબું છું બહુ, હવે ઉગારો નાથ. ૨

હા, આ તેજ ભૂમિ છે કે જ્યાં સાક્ષાત્ ભગવાન્ કૃષ્ણચંદ્રના દૂતત્વ કરવાપર વીરોત્તમ દુર્યોધને કહ્યું હતું, " सूच्यग्रं नैव दास्यामि विना युद्धेन केशव " આહા, આજે હું તેજ ભૂમિને સ્મશાન ઉજ્જડ મેદાન સમાન ભાળું છું. રે, અનેકાનેક રત્નોની જન્મદાત્રી, અસહ્ય ભર ઉપાડી ધૈર્ય ધારણ કરી બેઠેલી ધરિત્રી માતા, આ તારી કેવી દશા ! ઓહો, અહિંની યોગ્યતા, સભ્યતા, સત્યતા, દ્રઢતા, ઉદારતા, ધનસંપત્તિ, બળ, શકિત, ઉદ્યોગવૃત્તિ, વિદ્યામતિ, સૌ કયાં અદૃશ્ય થઇ ગયાં ! અરે, પામર

---

* માત્રા લક્ષણ પ્રથમ પ્રમાણે × કથા, કર્મકથા.

*જયચંદ તારા ઉત્પન્ન થયા વિના મારૂં શું અડી રહ્યું હતું ? (ગદ્‌ગદ કંઠે ) હાય રે હવે મને કોઇ સહાય નહિ થાય ! (અશ્રુપાત કરે છે.) હા ! રાજરાજેશ્વર નૃપેન્દ્ર સપ્તમ એડવર્ડ મારી રક્ષા કરો. તમારા શરણની-તમારા બાનાની લાજ રાખો આહા, દૈવે મારૂં સર્વ નાશ પમાડ્યું, પણ તે હજી સંતુષ્ટ નથી થતો અરે, વર્તમાનપત્રોના પ્રચારથી અને લેખકોના પોકારથી મારા ભાગ્યોદયની કંઇક આશા બંધાઇ હતી, તે પણ દૈવથી ન જોઇ શકાયું હાય ! હવે ક્યાં જાઉં, શું કરૂં, કોને કહું ? હે નાથ ! દયા કરો, ક્ષમા કરો !

**ભારત દુર્દૈવ**—( નેપથ્યમાંથી ગભીર અને કઠોર સ્વરે ) હજુ તને તારા નાથ ઉપર વિશ્વાસ છે ? ઉભો રહે ( દાંત કચકચાવી ) હા, જો તારી આશાના એ સૂકા ખખ ઝાડના એ જડથી મૂળ ન ઉખેડું તો નામ ફેરવી પાડજે

**ભારત**—(બીહીના, કંપતા-ડરીને ) હે વિશ્વપતિ ! આ વિકરાળ વદન વિકાસી મારા મારું કોણ ધસ્યું આવે છે ? હાય, હાય એનાથી કયી પેરે ઉગરશે ? અરેરે ! આ તો મારો એકજ શ્વાસ કરી જાય તેવો લાગે છે હા હા ! જગદીશ્વર વૈકુંઠમાં અને ભારતેશ્વર સમુદ્ર પાર છે, હવે મારી શી દશા થશે ? ઓ પ્રભુ હું નિરૂપાય છું અકિંચન છું હાય મુવો-હું-મુવો ! (મૂર્છિત થઇ ધરણીપર ઢળી પડે છે નિર્લજ્જતા પ્રવેશ કરે છે, બાહુ ચૂડવાળી ગુજરાળ, નેપર કાબીઓ, ઝાંઝર, પગની આંગળીમાં બિછવા, હાથમાં ચાર ચાર બિલ્લોરની બંગડીઓ, રેશમી કુડતુ, ઉપર ભરભરતીનો સદરિયો, ઝીણો સુરોલો દુપટ્ટો માથાપરથી ખસી ગયેલો )

* આ ઇશારો કોપવશ થઇને-ભારતહાનિનો હેતુ થનાર દિલ્હીના છેલ્લા રજપૂત રાજા પૃથ્વીરાજ ચહુઆણના શ્વશુર કાન્યકુબ્જ ( કનોજ )-ના રાજા જયચંદ વિશે છે દેશદ્રોહીને યુગો વીત્યા છતાં પણ કેવા ઉપાલંભ પ્રાપ્ત થાય છે, તેનું પ્રત્યેક ભારતવાસી જને આમાંથી ઉદાહરણ લેવું જોઇએ.

**નિર્લજ્જતા**—( આંગળી દેખાડીને ) અરે ભોળા, મારે જીવતે તને પ્રાણની ચિન્તા ! છટ્ છટ્, જો જીવશો તો ભીખે માગી ખાશો. જીવ આપવો એ તો કાયરનું કામ છે. શું થઇ ગયું, કદી અન્ન, ધન, ને આબરૂ નથી તો ? અરે **"न शरीरं पुनः पुनः"**, "એક જીંદગી હજાર નેઆમત", "જીવતો નર ભદ્રા પામે" ઇત્યાદિ તારેજ ત્યાં બોલાતી લોકોક્તિનું સ્મરણ કર. ( નિહાળ્યા પછી ) અરે ! ના ના, ખરેજ અચેત થઇ ગયો છે, એને ઉપાડી જવો જોઇએ. ( વિચારીને ) પણ હું એકલી તે આ વજનદાર પત્થરને કેવી રીતે ઉપાડું ? હા, ઠીક યાદ આવ્યું. ( નેપથ્ય ભણી ) આશા ! અલી ઓ આશા ! અલી અહીં આવ. ( આઠ દશ વર્ષની છોકરી જેટલી આશા પ્રવેશ કરે છે.) આ જો, **ભારત** મરવા પડયો છે. જરા હાથ દે તો એને ઉપાડી જઇએ.

**આશા**—મારે બેઠે કોઇએ જીવ ખોયો છે ? લે ચાલ, આપણે એને ઉગારવાનો યત્ન કરિયે.

પદ્ય. રાગ માંડ ( નરવાં વિના )

( "મહૂં બેચારી દુખભરી "—એ રાહ )

* સુજને ધારી મન વિશે; **ભારત** છોડ વિચાર;
જો ધડપર છે શીશ તો, પાઘડિ સો મળનાર.
§ તારી તે લેશે તને, છે જેને શિર ભાર;
હાર મટી કાલે થશે, જીત ગળાનો હાર.

**ભારત**—( સચેત થઇને ) અહા ! આ અમૃત જેવા મધુર

---

* આમાં પ્રત્યેક પદમાં તાળ અને માત્રા દોહરાની છે. યથા

દોહરો.

તેરમિ કળ યતિની યતી, પદ માત્રા ચોવીસ;
તળ લૂ અૂતે ભકિતયે, એ દોહરો કહીસ.

§ તારી- ઉગારી, બચાવી.

સ્વરે મગળ વાણી કોણે કહાડી ! (આશાને જોઈને) કોણ આશા ! અરે ! શા માટે મને ખોટા દિલાસા દે છે ? જા જા, મને પડવા દે મરવા દે !

આશા— દોહરો.

ભર દરિયે ભાગી પડ્યું, વ્હાણ ભલા ભગવાન;
ધીરજ ધન ધારી ધરો, ધરણીધરનુ ધ્યાન,

(આશા આકાશ તરફ આંગળી ગણે છે, નિર્લજ્જતાની તર્જનીઆંગળી હડપચીએ. ભારત ઉંધે મ્હોડે પડ્યો રહેછે. ધીરે ધીરે પડક્ષેપ ).

---

## પ્રવેશ બીજો.

### સ્થળ-રણક્ષેત્ર.

( પટશાળાઓ, શાનિયાના, રાવટીઓ, વગર ધ્વજાઓ, રેતીની ઘડીઆળ, લાટી, ઘડીની કુડી ઇ૦ )

ભારત દુર્દૈવ— ( ગાતો પ્રવેશ કરે છે )

રાગ. રાગ એકતાલ, તાલ એકલા.

( "ભાગ મારા મદિરાનુંગ્યા દૂર" એ ગત)

ગેણું પગે દુષ્ટ ભારતને ઝટ, એણું એનું નામ તો હુ ખરો.
ચોળું ચપટીમા, એનો શુ આશરો.
કાકને ટાળો કરી બધાવી હલકો પડાવું
પ્લેગ કોલેરા દુકાળ લઇ આવું.
તીડો ને ઉંદર ઝાતગને ખેતી ખવરાવું તો જાણો જબરો—ગેણું૦
ભૂખમરાથી ભારતવાસીના છોકરા વેચાવુ,
પેટ માટે પકડી વટલાવું.
જે એનો ધર્મ કરે તેને એનાજ વિત્તના
વેતનનો આશરો—રોળુ પગે દુષ્ટ૦

**ભાર૦ દુ૦**—એ તો ઠીક પણ મારા જાણવામાં આવ્યું છે કે કેટલાક ભણેલા ગણેલાઓ કંઇ ભારતોત્તેજનાર્થે બહુ મથી રહ્યા છે?

**મતિ**—હાજી, ઘઉંમાં કાંકરા જેટલા છે ખરા; પણ આટામાં લુણ તે શી ગણત્રીમાં, ગણોને પહેલું મુંબઈ,પછી પૂના, દિલ્લી, લાહોર, કાશી, મદ્રાસ, કલકત્તા, બેંગલોર અને વડોદરૂં, મહિસૂર અને ગોંડળ વળી એકાદ બે વધુ ઉમેરો તોયે શું થયું?

**દોહરો.**

તાકામાંથી તાતણા, ચાર ઘટે શું થાય;<br>ચાર ચણેથી રાજ કે, ભાડ નહીં ફોડાય.

**ભાર૦ દુ૦**—અરે અજ્ઞાન, એમ અભિમાનમાં ના મરી જા. એમ તો કાંકરે કાંકરે પાળ બંધાઇ જતાં વાર નહીં લાગે.

**દોહરો.**

કીડી જેવો શત્રુ તે, હાથી સમાન માન;<br>વાર ન લાગે તેહને, કરતાં કંઇ નુકશાન.

અરે, ઠીક યાદ આવ્યું. જો વળી કેટલાક અંગ્રેજો આ દુષ્ટ ભારતમાં કેળવણીનાં ફળ પાછાં એકવાર વાવવાની પેરવીમાં પડ્યા છે, એમ થશે તો બધો શ્રમ વ્યર્થ જશે. અરે, એકવાર જન્મદેશનિકાલ કરેલી વિદ્યા પાછી જો અહીં આવશે તો પડી ભાગેલો ભારત વળી કોઇ રંગ જમાવશે.

**કુમતિ**—મહારાજ, આપ તેની લેશ માત્ર પણ ચિન્તા ન કરો. આ દાસીએ ભારતવાસીઓનાં ભેજાં ભમાવવા પ્રથમથીજ સુપ્રબન્ધ કરી રાખ્યો છે; આટલી વસ્તુઓ અંગ્રેજોના શીખવ્યા વિનાજ એ લોકો શાખી લે છે. પાર્ટિયો, મદિરાપાન, પોલો, રેસો, બીલિયર્ડો, અને બેએ. ટિલ; અને રામજનીઓના નાચ તો બાપદાદાજ શીખવી ગયા છે. હવે બસેને અંગ્રેજો શીખવવા આવે! મારી ઉપરોકત વાતો એમને અવ-કાશ આપશે ત્યારે શીખશેને?

ભારત દુ૦—શાબાશ, એમ જો મારી ધારણા મુજબ ચાલનારાઓને માન, ચાંદ, પદનાં પૂછડાં ઝટ મળે તેવી પેરવી તારા ગ્રન્થોએ પાર્મે કરવતી રહેજે. જા, જા નિન્દાને મોકલતી જા ( કુમતિ　　૧ ડરી જાય છે ) હા ! અરેરા ભારત ! એ ન સમજીશ કે તું મારા પંજામાંથી છુટી શકીશ ! શુ થઇ ગયુ કદી તમે આ ગ્રેજી શાસનમા જરા જ પીને બેઠા તે ! અરે હુ તમારા સર્વનો કચડઘાણ કહાડવા માટે અતિવૃષ્ટિ અનાવૃષ્ટિ, ×આંધી, ટેક્સ અને બીજા અનેક નામ તો ધરાવું છુ જોઉ છું કે કેમ બચો છો ? ( એક પ્યાલીમાં દારૂ નાખી પીએ છે નિદ્રા પ્રવેશ કરે છે. ) ( સત્તર અઢાર વરસની ઉમ્મર, બધાં જરીના કપડા, મોતીનો શૃગાર, સર્વ રીતે મનમોહક. )

નિંદા—( સ્વગત. )

ગાયન, પહાડી કહારવા

" કાહેકો દી પિયા ગારી ધીરેસ જગા લે,"—એ રાહ

કોણે ન કરી મને પ્યારી ન્યારી છું હું નારી,
ઘર કોઇ મુજથી જગમા ન ઠાલુ,
ચિતહુ ચતુર હરનારી —ન્યારી છુ૦
પુરુષો કરતા નારી મડળમાં
મારી પ્રતિષ્ઠા છે ભારી—ન્યારી છું૦
સાધુઓ કરે બીજા પથોની નિદા,
શી ગમ્મતીમા સ સારી—ન્યારી છું૦

કોણે મને પોતાની નથી કરી ? મારી જાળ એવી ગુંચવણ ભરેલી છે કે જેમાં ધનાઢ્ય કે દીન, વિદ્વાન કે અભણ, સુખી કે દુઃખી, સબળ કે અબળ, સાધુ કે અસાધુ, જ્ઞાની કે મૂર્ખ આખી સૃષ્ટિ એકજ પ્રકારે એક તારે બધાએલી છે.

---

×આંધી—વટોળિયો.

દોહરો.

પરધન પરનારી અને, પરપ્રીતિ મૂકાય,
પરનિન્દા છોડાય નહિ, કોટી કરો ઉપાય;
જરા કાંઇ ઓછું પડે, તુરત સ્મરણ મમ થાય,
મારી જબરી જાળમાં, દેવ મુની ગૂંચાય.

મહારાજાધિરાજનો જય.

ભાર૦ દુ૦—કોણ નિન્દા ?

નિંદા—આજ્ઞા પ્રભુ. દાસીને શો હુકમ છે ?

ભાર૦ દુ૦—અરે ! મેં જે તને કંકાસની સહાયતાયે મોકલી તે તેં શું બજાવી?

નિંદા—મહારાજાધિરાજની આજ્ઞાનુસાર બધો કારભાર તૈયાર છે. ધ્યાન કરો. પૈસાદાર કે લાચાર, ઝુંપડી કે નૃપાગાર, શેરીએ શેરી, બજારે બજાર ભારતની હાર અને આપના વિજયનો પોકાર છે.

ભુજંગ પ્રયાત.

ગુરૂની કરે શિષ્ય નિંદા હજારો,
પિતા પુત્રમાં સંપ છે ક્યાં વિચારો;
ફરે હિન્દ મારો લઇ શીશ ભારો,
નથી કોઇનો કોઇ રીતે ઉગારો.

મહારાજ વધુ શું કહું. જો આજ્ઞા હોય તો ભારતને મ્હોડેથી આપની નિંદા સંભળાવું, જ્યારે ઇશ્વર જેવાને ન મૂકું તો બીજાને શું ચૂકું ?

પદ—રાગ. પીલુ—કહેરવો.

" યારકે ઘર ચલ જાયેં નિડર—એ રાહ. "

દેવ ને દનુજ બંધાણાં, જુઓ છે મારી કેવી ચતુરતા;
ઘેલા થઇ ગયા બહુ શાણા, જુઓ છે મારી કેવી ચતુરતા,

હિંદમા ન મુજથી નગર કોઇ હાલુ,
ગેરી વાસ ચઉટા ન ઘર કોઇ હાલુ,
ચતુરોને ચેલા બનાવ્યા, ભુલાવ્યા, ભમાવ્યા,
પ્રભૂને નિન્દાવ્યા, ચૂકાવી સાગ સારાની સુરતા—દેવ૦

ભાર૦ દુ૦—( સ્વગત ) હ ! શી જબરી ખોલકી છે ! આ બધાને બ્હેકાવે એમા નવાઇન્જ શી છે ? ( પ્રકટ ) વારૂ, ચાલ જા, મદિરાને મોકલાવ

નિદ્રા—જેવી આજ્ઞા ( નમીને જાય છે )

ભાર૦ દુ૦—અરે આ વેળા મને અહ્મદશાહ દુરરાની, તયમૂરલંગ, ચગેજ, ઔરંગજેબ, જયચંદ, ગંગાગોવિંદસિંહ, દેવીસિંહ, વૉર્નહેસ્ટિંગ્સ, પ્રભૃતિ કેવા સાભરે છે ! જો એ લોકો જીવિત હોત તો હમણા મને આ "દુષ્ટ ભારત" ને કચરી નાખતા કેટલી વાર લાગત ? પણ કઇ નહિ હજુ શુ વહી ગયુ છે.

* રૂબાઇયાત

લઢે સૌ પોતપોતામા જમાવુ રંગ કંઇ એવો,
પડાવૂ ફૂટને હગણા કરાવુ ભંગ કંઇ એવો
અભણ ઘરડા અને સુધરેલ તરુણોમા પડે બે મત.
પડે અંગરેજના વચમા મચાવુ જંગ કંઇ એવો.

( પટાક્ષેપ )

---

## પ્રવેશ ત્રીજો.

### સ્થળ—રસ્તો.

( મદિરા નાચતી ગાતી આવે છે શ્યામ રંગ, લાલ સાડી, તેપર જાત જાતના સોના ચાંદીના ચાંદો, હાથમા દારૂનો શીશો, પગમાં ઘુઘરા, સોનાના ઘરેણાં પહેરેલા છે. )

---

* આ એ૦ ૬૬ છ દ છે

મદિરા— પદ—રાગ—બેહાગ—લાવણી.

( "ન તોડોરે સરકારી નિંબુઆ હરે."—એ રાહ. )

ન છોડોરે જગવાસી, મુજને પિયો પિયો,
સુસ્તી ટળે, દહાડો વળે, મુક્તિ મળે—ન છોડો૦
મ્હોડું રાતું ચોળ થાય, બહુ ખવાય ને ગવાય.
પ્રિય છે પીયો મુજ પ્રેમની પીઆલીઓ,
છાંટો પીશો પછી આપ કહેશો મને જીયોજીયો—ન છોડો૦
છેલ્લા સુરાસુરી છું, ન છુરી સમઝશો મુજને,
છો લોક ખોટું બોલે, તાળું ન મ્હોડે જગને;
મન ના મુંઝાય, રણમાં ઝુંઝાય, લીયો લીયો—ન છોડો૦

દોહરો.

* મદિરા માં છે અંતને, આદિ રામનું નામ
માટે બીક તજી પિયો, મુજને કરી પ્રણામ.

ઓહો! સામેથી કોઇક શિકાર આવે છે.

( બાજુપર થાય છે. એક ભારતવાસી આવે છે. )

**ભારતવાસી**—અહાહા ! વાહરે અંગ્રેજ, વાહરે તારી ન્યાય પરાયણતા, વાહરે તારી શોધકબુદ્ધિ, વાહરે તારી ચતુરાઇ, હે ઇશ્વર ! આ ભારતની અંગ્રેજો જેવી દશા ક્યારે થશે ?

**મદિરા**—( લટકાથી ) જ્યારે છૂટે હાથે વિલાયતની માફક અહીં પણ મારો પ્રચાર થશે ત્યારે આપોઆપ ભારતોન્નત્તિ દૃષ્ટિએ પડશે.

**ભારતવાસી**—( સ્વગત ) ઓત્તારી ! આ બટક બોલી સામળી સલુણી કોણ છે ? ( પ્રકટ ) તમે અં...તમે...છેતે કે...કોણ છો ?

**મદિરા**—હું ? અરેરે, તમારામાં મને ઓળખવાની શક્તિ

* "મદિરા" શબ્દના અંતનો તથા આદિનો અક્ષર, એ બે અક્ષરોને એકત્ર કરતાં "રામ" શબ્દ સિદ્ધ થાય છે.

નથી તેથીજ તો અ ગ્રેજો કરતા બધી વાતે પાછળ છો હ્યો સાંભળો હુ કોણછુ ભગવાન સોમની કન્યા, પ્રથમ વેદોએ મધુ નામથી મારો આદર કર્યો, પછી હુ દેવતાઓની પ્યારી થઇ એટલે સુરા કહેવાઇ અને મારા પ્રચાર માટે શ્રોત્રામણિ યજ્ઞની સૃષ્ટિ રચાઇ, સ્મૃતિ અને પુરાણોમા મારી પ્રવૃત્તિ નિત્ય લખાઇ તન્ત્રો તો કેવળ મારા માટેજ બન્યા જુવો સૃષ્ટિમા પાચ ધર્મો વિશેષ પ્રચલિત છે, **હિન્દુ, બૌદ્ધ, ઈસલામી, જરથુસ્તી,** અને **ક્રિશ્ચિયન** એ પાચેમાં મારી પ્રતિ મૂર્ત્તિઓ બિરાજમાન છે જેમકે સોમપાન, વિષપાન, શરબુન્તહૂરા, મેધોજરેમ અથવા દૂમ, અને બાપ્ટિઝ્મ વાઈન; હવે તો મને ઓળખી ? લ્યો હવે મારા ગુણોથી પરિચિત થવુ હોય તો મહામાયાનુ નામ લઇ એક બે ઘુંટડા પી જુઓ.

**ભારતવાસી**--અરે રામ, અરે રામ, અમારામાં સુરાપાનનો નિષેધ છે

**મદિરા**--શુ તમે સુરાનો અર્થ જાણો છો ?

**ભારતવાસી**--હા દારૂ, મદિરા

**મદિરા**--કેમ જાણ્યુ કે દારૂજ સુરા ? લ્યો હુ તમને ગણાવુ.

દોહરા

દૂધ સુરા ને દધિ સુરા, સુરા અન્ન ધન ધામ;
વેદ સુરા ઇશ્વર સુરા, સુરા સ્વર્ગનુ નામ
જાતિ સુરા વિદ્યા સુરા, સુરા વિના ન જીવાય;
સુધરી સ્વત ત્રતા સુરા, જગત સુરામય થાય.
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને સૈયદ શેખ પઠાણ;
બતલાવો તો કોણ છે, મદિરાથી અજાણ ?

**ભારતવાસી**—ત્યારે શું હિદુઓ મદિરાપાન કરે છે ?

**મદિરા**—લ્યો તમે હમણાં જન્યાકે ? અરે ભોળાભાઈ !

દોહરા.

પિયે ભટ્ટનાં ઠઠ્ઠ ને, ગુજરાતીના વૃન્દ;
ગૌતમ પીયે પ્રેમથી. પિયે અગ્રના નન્દ.
હોટલમાં મદિરા પિયે, બોટલ ઝાલી બાથ,
રોટલ ભરવા દોડતા, નોટ લઇને હાથ.

**ભારતવાસી**—ત્યારે શું ભણેલા વિદ્વાનો સુદ્ધાં મદિરા પીવા માંડ્યા છે?

**મદિરા**—એમાં કાંઇ જૂઠ છે? લ્યો સાંભળો, થોડાં ઉદાહરણો.

દોહરા.

કોઇ કહે મદિરા વિના લેખ લખી ન શકાય;
કોઇને મારા વિના અન્ન પચન નહિ થાય;
કોઇથી મદિરા વિના, થાય નહીં વકીલાત;
ભણ્યા ગણ્યા જન તો કરે, મને સલામો સાત.

વળી બીજું કંઇ તમે જાણો છો? સરકાર પોતે પાસે રહીને મારો પ્રચાર કરાવે છે. જુવોને ચોરી, અનેરી, જુવારૂં. એ બધાંને રોકવાના કેવા પ્રબંધ કર્યા છે? પણ મારો કોઇ રીતે અટકાવ કરે છે? એ શા માટે? અરે હું તો સરકારની એક * દુઝણી ગાય છું ગાય.

છંદ.

હું અંગરેજી સુધારાની એક નિશાની છું સર્વસન માની છું;
રોગે ઔષધી ને વૃદ્ધને જવાની છું, પૂતળી સોનાની છું.

મોટા મોટા ગ્રંથ રચવામાં પ્રવૃત્ત કરનારી અને ધર્મની વાટે બાંધ-ઘર-નારી તો હુંજ છું.

**ભારતવાસી**—( સ્વગત ) છે તો બહુ બોલકી, એની વાતો

* દુઝણી—દૂધ દેતી; દૂધ આપતી ગાય.

આપણુ પાણી કરે એવી છે. (પ્રગટ) ત્યારે શુ દેવતાઓએ સુદ્ધાં તારો સ્વીકાર કર્યો છે ?

**મદિરા**—તેમા કઇ પૂછવાનુ હોય ? લ્યો સાંભળો.

દોહરા

વિધિ મધુ પી સૃષ્ટિ રચે, પોષે હરિ કરિ પાન;
મધુ પી નાશે સર્વને, જુવો શભુ ભગવાન.
શોકહરી આનદકરિ, સાહમની દાતાર;
વિણુ તપ પ્રભુમા લય કરૂ પી પરખો ઇકવાર

**ભારતવાસી**—(સ્વ૦ ) મોઢી લીધો છે, વાર નથી

**મદિરા**—વળી મારી પ્રવૃત્તિ માટે યત્ન કરવાની તો કઇ અગસજ નથી, જુઓ મનુ પુકારી ગ્યા છે

× " **न मांसभक्षणे दोषो न मद्ये नच मैथुने ॥**
**प्रवृत्तिरेषा भूतानां** " **इत्यादि.**

અને ભાગવતમા પણ લખેલુ છે કે

" लोके व्यवायामिष मद्यसेवा नित्यास्ति जन्तो " તેમાં વળી વર્તમાન સમયની સભ્યતાનુ તો હુ એક મુખ્ય મૂળ સૂત્ર છુ. પાચ વિષયેન્દ્રિયોના સુખાનુભવો મારા વડે બમણા ચોમણા જાગ થઇ છે, લ્યો લ્યો અને જો દેશોદ્ધાર ચાહતા હો તો બીજાઓને પણ લેવાનો ઊપદેશ કરતા રહો.

**ભારતવાસી**—( અચકતો ) ભલે ત્યારે લાવો પણ–હાય હાય પાપ તો નહિ લાગે ?

**મદિરા**—અરે હવે પી જાઓ તમારા હૈયામા ઉડા ઉતરી બેઠેલા પાપના ડાઘને ધોઇ નાખનાર આ નિર્મળ જળ છે.

---

×માંસ ભક્ષણમાં, મદિરા પાનમા કે સ્ત્રી સગમાં કોઈ પણ દોષ નથી કારણ કે મનુષ્ય માત્રની એ પ્રવૃત્તિજ છે, ઇત્યાદિ.

**મદિરા**—પણ હવે એમનીએ ત્વરાથી ઉન્નતિ થશે, હમણાં ઉરણમાં એમણે પોતાનો કિલ્લો બાંધ્યો છે, ત્યાંથી ગોળા છોડશે એટલે ચારે દિશા આધીન થઇ જાણો.

**ભારતવાસી**—ભલે ભલે, ત્યારે તમારા લગ્નમાં અમને પણ નોતરું દેજો હોકે, લ્યો હવે જીવ ફરે છે માટે જાઉં છું.

**મદિરા**—ભલે જાવ, પણ જુઓ કોઇથી બ્હીશો મા હો, મારા માટે તો ઉખલું મન રાખવું.

વળી મને સંતાઇને લેવાની પણ કંઇ આવશ્યકતા નથી, જુઓ શાયરો શું કહે છેઃ—

બયત.

પિયેંગે મય બજાહિર કિસ્કિ હમકો સાકિયા ચોરી,
ખુદાકી જબ નહીં ચોરી તો ફિર બંદેકી ક્યા ચોરી.

**ભારતવાસી**—સારૂં તેમજ કરીશ. ( લથડતો જાય છે. )

**મદિરા**—( સાનંદ ) કેમ! છે ને દીવા પર પતંગ જેવી ભારતવાસીઓની ગતિ!!

( જાય છે. )

---

## પ્રવેશ ચોથો.

### સ્થળઃ-ભારત દુર્દૈવનો સજાવેલો ઓરડો.

( એક ખુરશી પર મદિરા બેઠી છે. આળસ એક આરામ ખુરશી પર પડેલો છે. મોટો કાળો ઝબ્બો, પેટ ઉપર એક પટકો વીંટેલો, વાળ છૂટા, ફૂલેલું શરીર, થોડી થોડી વારે બગાસાં ખાધે જાય છે. )

**આળસ**—( બગાસું ખાઇને ) અરે તાગ કરતાં મેં ભારત પર વધારે મોહ જાળ નાખી’તી, તું મારા અટલ ભગત પોસ્તીઓને ઓળખે છે?

મદિરા—ના, ના, એ પોસ્તી કોણ વારૂ ?

આળસ—હા, લે સાંભળ, એક પોસ્તીએ બીજાને કહ્યું " મીયાં પોસ્તીને પી પોસ્ત, નવ દિન મે ચલે ઢાઇ કોસ" બીજાએ કહ્યું, "અરે જા જા, ત્યારે એ પોસ્તી નહીં હોય, કાસદિયુ કબુતર હશે જો સાંભળ ' જબ પોસ્તીને પોસ્ત પી, તો યા કુન્ડી કે ઇસપાર યા ઉસપાર "

મદિરા—ઓ હો હો વાહવા વાહવા.

આળસ—એકવાર મારા બે ચેલાઓ એક આંબાના ઝાડ તળે સુતા હતા, તેવામાં એક સાઢણી સવાર ત્યાંથી જતો જણાયો, એટલે એક ઠારમી બૂમ પાડીઃ " ઓ ભાઇ સવાર, ઓ બાપા સવાર, જરા અહીં આવો " સવાર સાઢણી પરથી ઉતરીને તેની પાસે ગયો. ત્યારે મારા ચેલકાયે કહ્યું, "ભાઇ, આ પાકી કેરી બે કલાકથી મારી છાતીપર પડી છે, કૃપા કરી મારા મોઢામા એનો રસ કહાડો " સવારે કહ્યું, " અરે ભલા માણુસ, તમે વિચિત્ર આળસુ દેખાઓછો છાતી ઉપર પડેલી વસ્તુ ઉચકીને ખાવામા આટલુ આળસ ? " ત્યારે બીજાએ કહ્યું, " હા ભાઇ, આપ ઠીક કહોછો એના જેવો આળસુ અને એદી કોઇ નહિ હોય, આખી રાત કૂતરાયે મારૂં મ્હોડુ ચાટયુ પણ આ ભલા માણસે હાંકોટયું નહિ "

મદિરા—વાહ વાહ, એક એકથી અદકા.

આળસ—ખરૂં તો છે, કિયા જીવતરને માટે શ્રમ વેઠવો ? કેટલા કાળ કહાડવા છે કે નકામી હાયવેળા કરવી ? સુખે પડી કાં ન રહેવુ ? " આળસુ પડયા કૂવામા તો ત્યાજ આનદ. "

પદ્ય ગઝલ.

" અય રશ્કે કમર છીકા જલાના નહીં અચ્છા " એ રાહ.

માણુસને હાથ પગ હલાવવુ નહીં સારૂં,
ગરવુ ભલુ હાથો ચલાવવુ નહીં સારૂં.

માટીના પૂતળાને તો ભૂમીજ ભલી છે,
ઉદ્યોગથી ઉંચે ચઢાવવું નહીં સારૂં.
દીધા છે જેણે દાંત તે પ્હોંચાડશે દાણા,
શ્રદ્ધાનું હરીથી હટાવવું નહીં સારૂં.
પેહેરાવે જ્યાય ત્યારે પોતિયું ય પેહેરવું,
મોટાને પોઝિશન ઘટાવવું નહીં સારૂં.
પામાલ હિન્દ થાય તોય આળસુને શું ?
ઘાંટા કરી માથું દુખાવવું નહીં સારૂં.
મેહેનતથી સ્વર્ગ પામિયે તો નરક શું ખોટું,
ભક્તી કરી માથું નમાવવું નહીં સારૂં.

એ તો ગુજરાતીનો રુદન પાટલો થયો, હવે કંઇ ઉર્દૂ, ફારસી, મરાઠીનાં રોદડાં સાંભળ.

## ઉર્દૂ.

દર્દે સરકે વાસ્તે સંદલ લગાના હય મુફીદ,
ઉસકા ઘિસના ઔર લગાના દર્દે સર યેભી તોહય.

## ફારસી.

સું મર્દે બરખ્તાદ જ જાહો મુકામે ખેશ;
દીગર ચેગમ ખુરદ હમા આફાક જાયે ઉસ્ત;
શબ હર તવંગરી બસરાયે હમીં રવદ;
દરવીશ હર કુજા કે શબ આમદ સરાયે ઉસ્ત.

## मराठी.

पाउस आला चीलक झाला नदींत आला पूर,
दादा कुठे मी जाउ दर माझा एथेच पंढरपूर.
असेल माझा हरी, तर देईल खाटल्या वरी.

ચાલ બગ થાકીને લોટ થઇ ગઈ, હવે માથુ નાખી, જરા પડવાદે ( લાંબા પગ કરી પડે છે. )

રોગ—( રોગ પ્રવેશ કરે છે, લાલ મ્હોડું, ઘેલિયુ ઘણું મેલું, અંગરખાપર રગી, લોહી, પરૂ, માથુ ઉઘાડુ, બીહામણુ મ્હોડુ, ગળામાં ઉંદરોની માળા. )

## પદ્ય લાવણી, રાગ પીલુ.

" હામદ ગા લાઉ નહ કર દૂર ઠગ " એ રાહ.

આણુ માને આખુ જગત મુજ હાક પડે ત્યા ગભ ફડે,
મલીન મુખ થૈ જાય બધા, મરી દે શ્રદ્ધા, સર વ્હેમ ખુડે
મૃત્યુ કલંક ને હુ જ નડાવુ,
ડાકટરોનુ ફિકર ભગાવુ,
સરકા બોગો હુ જ અપાવુ,
મુજ ઓથે જગદીશ કરે આખેટ લોક મમ નામે રડે.

મદિરા—ઓહો ! ક્યો રોગ મહાશય પણ પધાર્યા આવો, આવો પધારી, પધારો કુપથ્યના મિત્ર ( મદિરા ખુરશી આપે છે. રોગ બેસે છે. )

આળસ—કહો રોગ મહારાજ ! આપે કંઇ અભાગિયા ભારતને ચમત્કાર દેખાડ્યો ?

મદિરા—લ્યો નવુ સાંભળો, અરે ત્યારે તે ભારતમા આવીને જોયુ શુ ? અલી ઘેલી એમના પ્રતાપથીજ ભારત આરત થવાની અણી ઉપર છે જો, નજર, શાપ, ભૂત, પ્રેત, ગ્રહ, ગ તર, દેવી, દેવતા, વળગાડ, ડેરાં, પૂજ આદિ એમનાજ પ્રતાપથી વૈદ્ય, ગાંધી, હજામ, જોશી, ભુવા, વાવરી, દર્શનિયા, પંડિતો, સિદ્ધો, ગોરજીઓ લોકોને મન માન્યુ ઠગે છે, ને પ્રધાન પાખંડનો પ્રચાર કરી શકે છે મહારાજ

દુર્દૈવ પ્રધાન પદ તો એમનેજ આપશે. (ભારત દુ૦ પ્રવેશ કરે છે, રોગ, મદિરા, ઉભાં થાય છે, આળસ ધીરેથી ઉભી થવા જાય છે. તેટલામાં બધાં બેશી જાય છે એટલે પોતે પણ પાછી પડે છે. )

**ભારત દુર્દૈવ**—કેમ મદિરા કેવા સમાચાર છે ?

**મદિરા**—બસ પ્રભુ ! હવે શી વાર છે, ભારત ભૂલ્યાથી લાચાર છે, સૌનો મારાપર પ્યાર છે. કિંકરી, નાના મોટાના ગળાનો હાર છે, જ્યાં જોશો ત્યાં:—

દોહરો.

પા, પી, બસ એ વાત છે, પાપી ન રહે ચિત્ત;
પા, પીધે અડધી ગયું, પાવન પચન ખચિત્ત.

મહારાજ વિશેષ કહેવાની શી આવશ્યકતા છે, જોઇ લ્યો આ અનેક પ્રદર્શનોમાંથી મેળવેલા ચાંદી સોનાના ચાંદો.

**ભારત દુર્દૈવ**—રંગ છે રંગીલી મદિરા, તારાથી હું પ્રસન્ન છું. ( રોગને ) કહો રોગ બહાદર તમારા કેવા સમાચાર ?

**રોગ**—આપનો વિજય અને ભારતની હાર. ચારે તરફ હાહાકાર, હાયવોયનાજ પુકાર,

**ભારત દુર્દૈવ**—વારૂ મેં સાંભળ્યું છે કે આયુર્વેદીય વિદ્યાલયો સ્થપાય છે, વળી દેશી ઔષધો ઉપર લોકોની શ્રદ્ધા વધતી જાય છે ?

**રોગ**—એ બધું ધૂળ મહારાજ—

દોહરો.

દિવો દાસ ધન્વંતરી, સુશ્રુત કાશીરાજ;
ચરક અને વાગ્ભટ્ટ તે બધા થયા તારાજ.

હવે તો વૈદું માત્ર જીવિકાર્થેજ બન્યું છે, કાળના બળથી ઔષધીઓનાં ગુણો ઘટ્યા અને લોકની પ્રકૃતિમાં ભેદ પડી ગયો.

ભારત દુર્દૈવ—વાર મ્યુનિસીપાલિટીઓ અને સીટી ઇમ્પ્રુવ્હમેન્ટ ટ્રસ્ટોએ બહુ ધામધુમ કરવા માંડી છે એનું શું ?

રોગ—હું કોઇનું નહિ વળવા દઊં એવું કોણ છે કે મારા પ્રબળ પ્રતાપનું નિવારણ કરી શકે ? બાપડા બધી રીતે મથીને થાક્યા ત્યારે હવે સડકો મોટી કરવાપર કટિબદ્ધ થયા છે, પણ એમ નથી સમજતા કે જેમ જેમ એ લોક સડકો પહોળી કરશે તેમ તેમ હું મારૂં રૂપ વધારતો જઇશ. પેલી ચોપાઇ તો આપ જાણોછો.

" જસ જસ સુરસા બદન બઢ઼ાવા "
" તાસુ દુગુન કપિ રૂપ દિખાવા "

મહારાજ એવી બાપડી મ્યુનિસીપાલિટીને ઉલટીપાલટી કરી નાખતાં મને કેટલીવાર ? વળી મે અહીં લઢવા સૈન્ય એવું રાખ્યું છે કે જેનાથી બચવાનો બાપડાઓને કોઇ ઉપાયજ ન સુઝે.

ભારત દુર્દૈવ—જેમકે ?

રોગ—જેમકે વિસ્ફોટક, મંઅદિણી, કોગળિયું, એપોપ્લેક્સી, તેમાં મારી વર્તમાન પ્લેગ નામક બંદુક તો એવી અચૂક છે કે જેના પર તાકી કે તે પહેલીજ ગોળીએ ઠાર બાપડા ભારત વાસીઓ નામ સાંભળી ન્હાસી જાય છે; એ શું ખુબ માગ આક્રમણ સામે ઉભા રહે ! હા, ઘણુ કરશે તો બળિયા બાપજી કે શીતળા માતાની જોડનો એક બીજો દેવ સ્થાપિત કરી ભોગ ચઢાવશે ચિકિત્સાનો નિષેધ કરી છતે ઉપાયે પોતાના બચ્ચાઓના પ્રાણ લેશે.

ભારત દુર્દૈવ—ઠીક ઠીક તમે જાઓ અને અશ્રધ્ધા તથા અભિમાનને તમારી સાથે રાખજો અનાવૃષ્ટિ તો પોતાનું કામ સારી રીતે બજાવે જાય છે, વળી જો કઇ વિશેષ સહાયતાની અગત્ય હોય તો આંધી અને સુસ્તીને કહેજો તે આપશે લ્યો આ પાનપટી ( રોગ બીડું લઇ નમીને જાય છે ) કેમ રે આળસ ! મારી આજ્ઞાનું પ્રતિપાલન થાય છે કે યથા નામ તથા ગુણઃ ?

**આળસ**—મહારાજ દાસી સુતી હતી પણ આપના સંદેશાને આધીન થઇ દોડતી આવી ? કહો શી આજ્ઞા છે ?

**ભારત દુર્દૈવ**—તારૂં કપાળ. આટલા દહાડાથી તને અહીં મોકલી છે તેમાં બતાવતો ખરી કે તેં મારી કેટલી સેવા કરી ?

**આળસ**—મહારાજ આપની આજ્ઞાનુસાર દાસીએ ભારતપર ઘેરો ઘાલ્યો છે, બે પ્રકારના ચેલા મૂંડ્યા છે. માલમસ્ત અને હાલમસ્ત. માલમસ્ત શું કરે છે, આકરો પાટલુન પહેરાવે, બૂટ બાંધે, હાથ પગ ધોવડાવે અને ગાડી ઘોડે બેસી ત્રણ જગ્યાએ ફરે છે, જ્યાં બૈરાંઓનાં ટોળાં હોય ત્યાં બીજે નાટકોમાં ને ત્રીજે વેશ્યાઓને ત્યાં, ઉદ્યમના સોગંદ. જે કંઇ કામકાજ ન કરે તેજ અમીર અને હાલમસ્ત શું કરે છે.

**દોહરો.**

"અજગર કરે ન ચાકરી પંછી કરે ન કામ;
દાસ મલૂકા યોં કહે, સબકે દાતા રામ."

**ચરણાકુળ.**

કો નૃપ થાય તોય શી હાણી,
દાસી મટી નહીં થઉં રાણી.

વળી દાસીના પ્રતાપથી કેટલીક લોકોક્તિઓ પણ બનીછે. જેમ કે "લાખ મળ્યા નહીં ને લખેશરી થયા નહીં;" "આઘી મૂકીને બાધી લેવા ન જવું," "દાંત આપ્યા છે તે ચાવણું પણ આપશે," આ મારીજ મહેનતનાં સર્ટીફીકેટ છે. ભાગ્યના કિલ્લામાં બેસી હું મારાં તીર ચલાવે જાઉં છું. મારા ઘાયલ ભારતવાસીઓએ પાંચ વાતો ધારી રાખી છે. જ્ઞાતિમાં બ્રાહ્મણ એપ્ક પછી તેનાં કર્મો ગમે તેવાં હોય, ધર્મમાં વૈરાગી, ધંધામાં વ્યાજ, વૈભવમાં રામજીનું ઘર, અને ઉદ્યોગમાં સટ્ટો ને આંક સૌથી શ્રેષ્ઠ.

**ભારત દુર્દૈવ**—બસ બસ હવે માથુ ના ખા. તું જા ને તારી બ્હેન નિદ્રાને સાથે લઇ આખા ભારતપર છાઇ જા

**આળસ**—જેવી મહારાજાની આજ્ઞા (સ્વગત) બાપરે ઉઠવું પડયુ ચાલો ત્યારે ધીરે ધીરે ચાલવા માંડીએ. જરા ઢીલ થશે તો વળી કાઇક કહેશે.

**અર્ધ ચોપાઇ.**

ખાવા પીવામા નહિ વાણ,
કામ કર્યામા કહે પ્રાણ.

( અંધારૂં થઇ જાય છે. ગર્જના થાય છે અંધેર પ્રવેશ કરે છે )

**અંધેર**—મહારાજા અભિવંદન કરૂં છુ, કેમ મને બોલાવવો પડયો ?

**ભારત દુ૦**—આવો તમને એટલા માટે બોલાવ્યા કે તમો પોતાનુ અને કુમ પતુ લશ્કર એકઠું કરી થોડું થોડુ **કલકતા, મદ્રાસ** અને મુંબઇ તરફ છુટુ છવાયુ ગુપ્ત રીતે મોકલાવો ને પેલી રખડતી છોકરી કાંગ્રેસને ઉચકી લઇ તેનુ પાલન કરવામાં મંડેલાઓને હંફાવો અને પોતપોતામાં ખેંચતાણ કરાવો કે જેથી આપણું ધાર્યું કામ પાર પડે

**અંધેર**—મહારાજાધિરાજ ! મુંબઇ, કલકતા એની શું વિસાત ? કહો તો ઠેઠ વિલાયત સુધી જાઉં.

**ભારત દુ૦**—નહિ હમણા વિલાયત જવાનો સમય નથી. આજકાલ ત્યાં દ્વાપર ચાલે છે.

**અંધેર**—ના ના, મે તો સહજ એક વાત કહી. વારૂ શુ હું એટલો બધો ભોળો છુ કે જાણી જોઇ દુષ્ટા વિદ્યાના હાથે પોતાનું સૈન્ય કપાવું ! ત્યાં જાઉં તો ત્યાસને મેંગનીઝીયાથી મારી પ્રતિષ્ઠા ભંગ ન થઇ જાય ?

**ભારત દુર્દૈવ**—વાહ હવડે તમારી સેના ક્યાં ક્યાં પડી છે ?

**અંધેર**—હમણાં તો જુવોને. મારા પૂજ્ય પિતાશ્રી સૃષ્ટિ સંહારક ભગવાન શ્રી તમોગુણના રાજ્યમાં તો મારે નવેનિધ છે. બાકી પર્વતની ગુફાઓમાં, ને ખળોના ચિત્તમાં મારો છૂટો છવાયો વાસ છે. હૈદ્રાબાદની એક પરસોં ( પરમ દહાડે ) પંદર વીસ વર્ષની છે. ઇંદરના અંબારા ( હમણાં) બાર બાર વર્ષનાં જોઇ લ્યો અને ન્હાનાં રજવાડાંઓ તો કોઇ મારાથી ઢબુરાયા વિનાનાં નથી. થોડાંક વર્ષથી ગાયકવાડ સાથે મારૂં યુદ્ધ ચાલી રહ્યું છે, એણે દુષ્ટ વિધાને અંગ્રેજોની દેખાદેખી બહુ માન આપવા માંડયું તે, પણ કંઇ નહિ, હું બીજા કામદારોને કુમતિની સહાયતા લઈ પોતાને વશ કરી પુનઃ મલ્લારરાવનું સ્મરણ કરાવીશ.

**ભારત દુર્દૈવ**—ધન્ય, ધન્ય. જાઓ વિજય કરો. ( અંધેર જાય છે. ) મદિરા જો તું સાવધ રહેજે હો.

**મદિરા**— પદ્ય.

'બલમારે સુંદરીયા મોકો લાલ રંગાદે—એ રાહ

મદિરાની ભારતમાં નિર્મળ ન્હેર ખોદાવું,
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય વૈરાગી ચોરીને ચિત
સૌનાં એના માંહી ડુબાવું—
બાગ બગીચામાં છંટાઉં, ફુઆરે ફુઆરે
મારી સેર ઉડાવું—
થોડું ભણેલા અંગ્રેજી, વધવા દો અધકચરા,
ઘેર ઘેર જુઓ પછિ મારા દીવડા પ્રગટાવું—હું—

**ભારત દુ૦—પદ્ય ગઝલ.**

હું જ રૂઠ્યો એનો તો શું ભાર છે ?
જોશો કોની જીત કોની હાર છે,

રામ અર્જુન ધર્મ વ્યાસ શાક્ય સિંહ,
સૌને ખોઇ એ થયો લાચાર છે.
ગયા સ્વધામ શિવાજી ને રણજીતસિંહ,
જેમને દિલ્હીની માગ માર છે
તે ઉદયપુર જોધપુર જયપુર બધાં,
મ્યાનમા ભાગી પડી તરવાર છે
અંગરેજીમા એ ન સુધર્યા હિન્દુઓ,
ત્યારે મારો એમને શિર ભાર છે.

(પડદોક્ષેપ)

---

# અંક બીજો.

## પ્રવેશ પહેલો.

### સ્થળ.—એક ઉજ્જડ ખંડેર.

**ભારત**—( ભારત વિક્ષિપ્ત દશામાં પ્રવેશ કરે છે ) આ ઉન્નતગિરિની ટોચે બેઠેલી આશા કાળના ધકકાથી પડી જા. દોડો દોડો ઓ ભારતપર આરત લાવી નાખનારા વંટોળિયાઓ, આ ધુતારી મનોહારીને ત્યાંથી ઉડાડો. ઉપાડો-પછાડો. ( જરા જોઇને ) હા, ભારતભુજ બળવડે રક્ષાતા, ભારતીય વિદ્યાના પ્રભાવથી શિક્ષિત ગણાતાઓ, આવો આવો અને મને......ના, ના, જાઓ, જાઓ મારો ગુણ ભૂલી બેઠેલા ફૂલી બેઠેલા...... ( મ્હોડાપર હાથ દાબી ) અરે, બસ-ચુપ મૌન્ય ધારણ કર. ઓ ફૂલી બેઠેલા ( રડીને ) હા વિદ્યા, વિદ્યા, હાં ભગિનિ, વિદ્યા આવ આવ પાછી આવ.

## ગીતિ.

સુકાઇ ચાલ્યાં સઘળાં, જે વાવ્યાં તે પૂર્વ વૃક્ષ તારાં;
છાયા વિણ બળિ ચાલ્યાં, લૈ વિદ્યાબાળ પંખિડાં પ્યારાં.

( જમીનપર બેશી જાય છે અને સામે જોઇને ) ઓ શત્રુ બની બેઠેલા નિરુદ્યોગી પુત્રો જાઓ મને મોઢું ન દેખાડો. નહિતો—જાઓ અને તમારી આળસથી રિસાઇ દરિયાપર ઘર કરી બેઠેલી વિદ્યાલક્ષ્મીને મનાવી લાવો.

લૈ આવો સવિનય અહીં, રાખો પ્હેલાં પેર;
જૂઠા છો દર્શાવતાં, રમા સરસ્વતી વેર.

**શાન્તિ**—( પ્રવેશ કરે છે ) શાન્ત થા, શાન્ત થા, ચિન્તા ચિતામાં બળતા મારા દીન ભારત, કાલે સારો સમય આવશે.

**ભારત**—ઓ શાન્તિ, શાન્તિ, ધીરજના કોટનું દુષ્ટા નિરાશાએ નખ્ખોદ વાળ્યું. શું કરૂં કયાં જાઉં !

### દોહરો.

વિપત વ્હોરિ પત ખોઇને, કેમ ન લાગે લ્હાય ?
ઘર બાળી તીર્થો કર્યાં, કપૂત પુત્રો હાય.

**શાન્તિ**—એમજ હોય.

### દોહરો.

જો માદા ના હોય તો, સારા શે પૂજાય !
તાળી એ હાથેવિના, કદાપિ નહિ વગડાય.

માટે સંતોષ રાખો.

### દોહરો.

છવન છે તો પાનખર, વહી જતાં શી વાર;
નવ પલ્લવ વળિ થઇ જશે, જ્યાં પ્રભુ કરશે વા'ર.

**ભારત**—હા શાન્તિ ! સંતોષનું નામ બાળી મૂક. એ સંતોષેજ મારો નાશ કર્યો છે.

છપ્પાછંદ

સંતોષીને કામ નથી કંઇ ધનની સાથે,
સંતોષી જન હુનર કરે શા માટે હાથે.
જે સંતોષી હોય કરે શું કરવા પરવા;
સંતોષી નહિ રહે ફરજ ઉર દેશની ધરવા
વળી સંતોષી જે હોય તે શા માટે ધંધો કરે;
ને ત્યારે ઉદ્યોગ વિણ દેશતણા દી, શે ફરે ?

હા, જો સર્વત્ર દેશોન્નતિની ચર્ચા ચાલી છે ત્યારે ભારતજ સંતોષથી દુ:ખી છે હું તો કહું છું કે—

દોહરો

ઉદ્યમ હીણો હોય તે, સંતોષી કહેવાય,
સહુ ધારે સંતોષ તો, શે દેશોન્નતિ થાય ?

**શાન્તિ**—તારૂં કહેવું સત્ય છે, પણ ઉતાવળે આંબા નથી પાકતા; તેમજ વળી

" ગર આપકે ખાતિર મેરી "—એ રાહ

નથિ પૂર્વ પેર સ્વતંત્રતા તુજને ખરી એ વાત છે,
પણ મુગલ શાસનથી તને હમણા સુખો બહુ ભાત છે
છે ન્યાય પટુ અંગ્રેજ એ તો વાત જગ વિખ્યાત છે;
આનંદિ થા કે રાત વીતીને હવે પરભાત છે
ગુલખાસને જો તું કહે કે આકડાનું ફૂલ છે;
તો ભૂલ છે તવ ભૂલ છે, ખરિ ભૂલ એ બહુ ભૂલ છે

**ભારત**—ના ના, એમ હું નથી કહેતો, કે અન્ય રાજાઓથી આ શાસનમાં મને દુ:ખ છે......

શાન્તિ—તારી ભૂલ છે, તને કોઇ અજ્ઞાન કહેતું નથી; લે મને ઉત્તર આપ—

૭૬.

શું ઋષિમનુનો નિયમ કોઇયેપણ તરછોડયા ?
તેનાં સત્રો તથા કોઇએ નથી વખોડયા ?
આ નીતિ સિદ્ધાંત નથી કોઇએ પણ નિંદ્યા;
અનીતિને વળી કરી નથી કોઇએ પણ વંદ્યા.

અને કદાચિત્ કોઇએ અજ્ઞાનવશ ખોટું કહ્યુ તો તારૂં શું ગયુ ? શુ તું પરમભકત તુલસીદાસના વાકય ભૂલી ગયો ?

દોહરો.

" તુલસી બુરા ન માનીયે, જો ગઁવાર કહ જાય,
જયમે ઘરકી નર્દવા, બુરા ભલા બહ જાય "

લે ચાલ હું તને કહું તેમ કર, વળી પાછો તારો સારો દહાડો આવશે નકામા રોવાથી શુ થશે

ભારત—હે જગદીશ, મારા દુઃખનું નિવારણુ કર.

ભજન રાગ મહાડ.

અલબેલાજી આવો મારી વારે, મુજ માથે દુખડાં ભારે.
કરવી છે વાતો તમ સાથે મા'રે, વ્હાલા સાભળશો કયારે ?
ધર્મ જાય છે ધસતો ધરણી મારે, તમ વિણુ તે કોણુ ઉગારે ?
વિનવુ વા'લીડા વિઠ્ઠલ વારે વારે, નિર્ભય વર દેનારા વે.
કૃષ્ણુ કૃપાળુ કહેતા'તા કે તારે, તુજપરથી ભાર ઉતારે.
" અમૃત " તે વચનો વિસરી શુ ગયારે–રાધાવર શામળિયારે ?

( જાય છે. )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—ભારત દુર્દૈવનો ઓરડો.

( ભારત દુર્દૈવ ખુરશીપર બડબડતો બેઠો છે )

ભા૦ દુ૦—છટ છટ્ શકે નહિ, કદાપિ આખી સૃષ્ટિ એક પક્ષ થાય તો પણ હું ક્યાં ભય રાખું છું ?

સુખરેખસાન.

હું ચાહું તો સીધાનું એ ઉંધું કરી નાખું,
શું હોય ને પળવાર થતાં શું કરી નાંખું.
વસ્તીમાં જો હું ચાહું તો સૂનું કરી નાખું,
ફરતું બ્રહ્મમંડળ છે તે ઉભું કરી નાખું.
ના કોઇથી બની શકે તે હું કરી નાખું.

( પાખંડ પ્રધાન પ્રવેશ કરેછે ) આવો, આવો પાખંડ પ્રધાન કહો કેવો પ્રબંધ ?

પાખંડ—કૃપાનિધાન આનંદજ આનંદ.

ભા૦ દુ૦—કહો કોણે કોણે શું કર્યું ?

પાખંડ—પ્રભુ ! પ્રથમ ધર્મે પોતાનો ધર્મ બજાવ્યો, અને એની ઓથે ઉભા રહી શિકાર કરવાનો સારો લાગ ફાવ્યો. જેમકે—

હરિગીત છંદ.

રચિ શ્લોક ખોટા સ્વાર્થના, અંકિત પુરાણોમાં કર્યા.
કે વાંચિ જેને લોક ભોળા સત્ય મારગ વીસર્યા,
અસ્પર્શ સોળ પ્રકાર સ્થાપ્યા, જમણ પ્રીતિ ઘટાડવા,
જ્યાં બાર પુરબિયા જમે ત્યાં તેર ચોકા પાડવા.

ભા૦ દુ૦—અચ્છા અચ્છા. ઔર ?

પાખંડ— હરિગીત છંદ.

બહુ લગ્ન કુલિનોને કર્યાં હા, વીર્યનું બળ મારવા;
વિધવા વિવાહ નિષેધ છે, વ્યભિચાર ચાલે પ્રમારવા;
વિઝરે વિલાયત કોઇ તેને ગ્નાતિમા રાખે નહીં;
કે જેથિ કો, પરદેશિવિદ્યાના ફળો ચાખે નહીં.

ભા૦ દુ૦—( ખુરશીપર ઉછળતાં ) શાબાશ બહોત અચ્છે રહે ! ઔરભી ?

પાખંડ— કાવ્ય છંદ.

બાળપણામાં લગ્ન, કરી પ્રીતી બળ માર્યું,
જન્મપત્રિથી જોડુ, જોડિયાનુ નિરધાર્યું;
ગ્નાતી કરી અનેક, એકમાં બે તડ જૂદા,
ઉંચ નીચ અન્યોન્ય, ગણે ત્યાં સંપ રહે ક્યાં !

ભા૦ દુ૦—વાહવા, વાહવા ઔર કહો.

પાખંડ— દોહરો.

પ્રથક દેવ ઘર એકમા, બે ત્રણ ને વળિ ચાર;
શાક્ત શૈવ વૈષ્ણવ મતો, કીધા એક હજાર.
રચિને મત વેદાન્તનો, બ્રહ્મ કર્યા સહુ સાથ;
હિન્દૂ પરમેશ્વર બન્યા, લાગીને પગ હાથ.

મહારાજ, વેદાન્તે મોટો ઉપકાર કર્યો છે, પ્રત્યેક હિન્દુ બ્રહ્મ થઇ ગયા. કોઇને કાંઇ પણ કર્તવ્યતા શેષજ ન રહી ગ્નાની થઇને ઇશ્વરથી વિમુખ થયા, રૂક્ષ થયા, અભિમાની થયા અને તેથીજ સ્નેહશૂન્ય થયા, અને જ્યારે સ્નેહશૂન્યતા પ્રસરી ત્યારે દેશોદ્ધારના પ્રયત્નો કયા રહ્યા !

ભા૦ દુ૦—બાર, બીજા કોણે કોણે સેવા બજાવી ?

પાખંડ—બીજા—મહારાજ સંતોષે સારી ભજાવી, રંકથી તે રાજ સુધી એકાવન સિદ્દને ચેલા કરી નાખ્યા, संतोष परम सुखम्

દોહરા.

રાજ ન રહ્યું તો પેનશન, ધંધો નહિ તો વ્યાજ;
તેમ બન્યું નહિ કાંઇ તો, છેવટ જોગીરાજ.
સિર મુંડનમે તીન સુખ, સિરકી જાવે ખાજ;
પાવનકો લડુ મિલેં, લોગ કહેં મહરાજ.

મહારાજ, ભારતમાં સાધુ થઇ જવાનો રોગ આરો પ્રસર્યો છે.–

છંદ.

જ્યાં ઘરમાં કંઇ થઇ ખટપટ જઇ જોયો બાવાનો મઠ;
બાવાજીએ કાતર લઇને ડાઢી મૂછો કાપી ઝટ;
હલકી તુમડી હાથ દઇને મોટો ભારી આપ્યો લઠ;
બોધ કર્યો કે “ બેટા માંગો ભિક્ષા તજિકે સબ ઝંઝટ; ”
એમજ પોતાને હાથે નિજ હાથ પગોને ભાગ્યા છે;
ચોથે ભાગે ભારતવાસી ભીખ માગવા લાગ્યા છે.

નિરુદ્યમતાએ પણ સંતોષને સારી સહાયતા આપી માટે એ બન્ને જણને બહાદુરીના ચાંદ મળવા જોઇએ છે. ઉદ્યમને આરી હઠાવનાર આજ બંને જણ છે.

ભા૦ દુ૦—આપીશ, આપીશ, એ લોકોને સનમાન્યું પારિતોષિક આપીશ, વારુ પછી ? આગળ ચલાવો.

પાખંડ—પછી સ્વામી, જે ધનની સેના બચી હતી તેનો પરાજય કરવા મેં ઘણા ઘણા વીરો-સૈનિકો મોકલ્યા. અર્થવ્યય, કોર્ટ, ફેશન, સિફારિશ અને વટ. બસ આ પાંચ જણે શત્રુ સૈન્યને આરીને વિખેરી નાખ્યું. અર્થવ્યયે ખુબ લૂટયા, કોર્ટે પણ સારો હાથ આર્યો; ફેશને તો બીલ ને ટોટલના એટલા ગોળા છોડયા કે આંધળાબાંત કરી નાખ્યા. સિફારસે પણ સારા નસાડયા–પશ્ચિમથી પૂર્વે અને પૂર્વથી પશ્ચિમ સુધી દોડાવ્યા. પ્રેઝન્ટ ને ફંડના એવા બમ્બ ગોળા છોડયા, કે

બુમ પાડીને નાસવું પડ્યું એક તો માનના ભૂખ્યા, તેમાં વળી મોટાઓએ છાપરે ચઢાવ્યા, ખુશામદ થઇ દબાવ્યા, દેખાદેખીથી વટમાં આવ્યા, એ બી સી. ડી. ના ઝાડનાં ફુલોનો હાર કરીને ગળે આરોપ્યો, સમાચાર પત્રોમા નામ પ્રકાશિત કરાવ્યાં, પછી શું પૂછવું ! કુલીને થઇ ગયા ફાળકા થેલીઓ લઇને હાથ જોડના ઉભા, હાથીના ખાધાં કોઠાં કરી નાખ્યાં, ધનની સેના તો એવી નાઠી કે સ્મશાનમા પણ ન રહી ચણી–દરિયા પાર્જ શરણ મળ્યું સ્વામિનૂ ! એક ' ઘે કર્યું " શબ્દે તો મોહિનીમંત્રનું જ કામ કર્યું.

ભા૦—દુ૦ —ધન્ય છે, ધન્ય છે, વારૂ ! કંઇ ગુપ્તચરો શત્રુઓ તરફ મોકલ્યા હતા ?

પાખંડ—હજી સાંભળો, ફુટ, અદેખાઇ, લોભ, ઉપેક્ષા, સ્વાર્થ, પક્ષપાત, હઠ, ભય, હિચકારાપણુ, ખુશામદ, દેખાદેખી, અણુઝપણુ અને હુંપદ આ ડઝનેક દૂત દૂતિયોને શત્રુ સૈન્યમા મેળવીને એવું " પંચામૃત " બનાવ્યુ કે વગર મારે ઘ ટડી ઉપરના ગરૂડ કરી નાખ્યા અને ઉપરથી સમય જોઇને ભિન્નતાને મોકલાવી, એણે તેલ પાણી જેવા પૃથક્ કર્યા, ધર્મ, રીતભાત, વ્યવહાર, ખાવુ પીવું, અલગ કર્યું; વિશેષ શું કહું ? માથાની પાઘડીઓ સીકકે એકેકથી જુદુ ગાઉ છુટી કરી નાખી, હવે આવે તો સપ બચ્ચાજી જોઇએ આવીને શું કરે છે ?

ભા૦ દુ૦—વારૂ ભારતનો પાક નામક યોદ્ધો જીવે છે કે મરી ગયો ? એની પલટણ કેવી છે ?

પાખંડ—પ્રભુ ! એનું બળ તો આપની અતિવૃષ્ટિ અને અનાવૃષ્ટિએ સમૂળું ઉખેડી નાખ્યુ છે. તીડ, કાતરા, હીમ, ઉંદર, માવઠા, આદિ લડવૈયાઓએ સારી સહાયતા આપી છે.

ભારત દુ૦—બસ બસ, ચિન્તા નહિ, હવે એનો પૂરો પડતો દહાડો બેઠો છે.

### ગીતિ.

બહુ ઉન્નતિને પામ્યો, ફરતો'તો એ શીશ ઉપાડીને;
કેવો નીચે નાખ્યો, છે રગદોળ્યો હેઠે પાડીને.

( મૂછ મરડતો જાય છે. પટાક્ષેપ.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—ઉજાજડ પ્રદેશ.

**ભારત—** છંદ.

આંસુ થૈ મારા દહાડાની ખોડ, ના ઉભરા નીકળ્યા;
જો કે બહુ નીકળ્યા મુજ મનના કોડ, પણ થોડા નિકળ્યા.
અપૂર્વ હું નિકળું શું આશાભેર તજી નિજ ભૂમીને;
પાંડવ નિકળ્યા'તા વન હારી હોડ, તે પણ શા નિકળ્યા.

ઓ અભિલાષામૃતથી ભરેલા પ્યાલા, નિરાશાના આચકાથી ઢળી જા, રાખમાં રળી જા, હા, જો તેમ નહિ તો મારાજ ક્રોધાગ્નિથી ઊકળી જા, ઉભરી જા, બળી જા, ( થોભીને ) હા, હા, શોક, શોક ! તું મહા ભાગ્યશાલી તેં જ્યારે પરાજિત થયેલા બરબરને નષ્ટ થતું નિજ નેત્રે નિરખ્યું હશે, ત્યારે તારૂં હૈયું કેવું હરખ્યું હશે !

છંદ.

મંદિર મંડપ મહિમાં ધરતાં, નિરખ્યા હોશે માનથી હરતા;
કીર્તિસ્તંભો ગઢો અનેક અવનિ ઉતરતાં એક એક.
જોઇ નિશાની સર્વ નસાતી, હશે ભરાઇ હર્ષથિ છાતી;
ને મારે ભાગે ટળવળવું, રહ્યું જોઇ જોઇને બળવું.

દોહરો.

તોડીને દેશાદનન, તેમા કરી અમીત,
પ્રીત નાશિ નિજ હાથથી પોતે કરી અનીત.

છંદ

વારાણસી વસી જા ધરણી માંહી, ગયા હવે જા કામ શું તારૂં આંહી.
પ્રયાગરે કે'વાઇ તીરથરાજ, કા પ્રસ્તુત છે અગાપી તજિ લાજ.
મુજ અધિકારજ નાસ્યો જ્યારે, દાન સમાયા ધરણી ત્યારે.
કુમારિકા જમના હે ગંગ, વધો વેગથી તરલ તરંગ
ધુવો કલંક તણી આ રાશિ, બોઓ તટ મથુરા ને કાશિ.
શબ્દ થતા જે સ્થાને હરહર, ત્યાજ થાય છે અલ્લાહ અકબર.
( એમ છતા ) એ પણ મને પ્રાણથી પ્યારા, ગ્હેવાસી કે'વાયા મારા.
છતા મને બોજે એ લોગ, આળસુ થૈ છોડી ઉદ્યોગ

ભુજંગ પ્રયાત

વિના દુઃખે અન્ન ખાણે નવાબી, થયા હિન્દીઓનાજ જેવા શરાબી.
વળી વ્યાજ ને હાથથી દીન ખૂવે, જિનાકામા પાપ કાંઇ ન જૂવે

અરેરે, પરદેશી પરોણાઓ જેટલી પણ મારી કોઇએ સેવા ન કરી જાણી હા હા.

ચોપાઇ.

છજિભાઇ સુત હે જયશેદ, તે જાણ્યો તો દાનનો ભેદ;
તે ચમકાવ્યુ સારૂ નામ; વેરી જાણ્યુ સારૂ દામ.
બાંધી વસ્ત તણી તે રેલ; વાવિ અધકી તાગી વેલ;
દાદાભાઇ હિન્દિ પ્રધાન; રાખ્યુ તે પણ મારૂં નામ;
મુજ સાટે પ્રરિયો દિનનીશ, તુજ રક્ષા કરશે જગદીશ.
તારો થાયે જેય જયકાર, વાધે પુત્ર અને પરિવાર.

( જરા શ્વાસ લઇને )-અરેરે......

દોહરો.

આજ ભૂમિમાં થાય છે, હીરા હેમ કપાસ;
હિમગિરિનું અહિં ગંગજળ, ગીત કાવ્ય સુવિકાસ.
જાબાલી, જૈમિનિ, ગરગ, પાતંજલિ શુક દેવ;
એક વાર ખોળે રમ્યા, સારે સહુ નૃપ દેવ.
એક વાર આ હિન્દમાં, હતા કૃષ્ણ ને રામ;
જેઓના શુભ નામથી, ભારત વદન લલામ.
દુર્વાસા ને કપિલ સંત, સહુ ભારતના વાસિ;
મનૂ ભૃગૂ જેવા અને, શાક્યસિંહ સંન્યાસિ.
કોટિ કોટિ મુનિ પુણ્ય તનુ, કોટિ કોટિ બળવાન;
કોટિ કોટિ બુધ મધુર કવિ, ભારતના સંતાન.
તે ભારતની દુર્દશા, આજ સુધાર્યા જોગ;
ત્રીસ કોટિ સુતમાં કરે, વીશ જણા ઉદ્યોગ !

........હાય હાય—કેટલોક શોક કરૂં ! પણ હવે શોક પણ શામાટે કરવો જોઇએ ? કારણ કે;—

દોહરો.

ભમરે છોડી કમળને, કર્યો દૂર જઇ વાસ;
ભલે ઘુવડને વાગળાં, વસે તહીં ચોપાસ.

—બસ ! બસ ! હવે જીવવું નિષ્પ્રયોજન છે ! ! ! જોકે આત્મહત્યા નિષેધ છે—પણ મારો તો એ વિના છૂટકોજ નથી—( હાથમાં કટાર લઇને )—

કુંડળિયો.

હસવું રદ અધરો હવે, માણો છેલ્લી વાર !
અશ્રુધારા હે નયન !, વ્હેવા દો ચોધાર;
વ્હેવા દો ચોધાર, જોઇ લ્યો અંતિમ દુઃખને;
ફૂટી કૂર કપાળ, સ્મરી લ્યો પ્હેલાં સુખને;

કરજો કરુણાનાથ ! થાય શાન્તીમાં વસવુ;
માણો છેલ્લી વાર, હવે અધરો રદ હસવું.

—હા-મારી ઉન્નતિ માટે ઉદ્યોગ કરતા પ્રત્યેક હિન્દુ, ઇસલામી અને યુરોપીયન સર્વેને મારા કોટિ કોટિ શુભાશીર્વાદ ! આવ ! આવ !! ઓ રક્તની તરસી કટાર—આ દુર્ભાગીના રુધિરપાનથી તારી તૃષાને ઠાર !

### દોહરો

જોવું નહિ રોવું નહિ, નહિ કોઇની ભીતિ;
આપ મુઆ કે થઇ ગયો, જગત્પ્રલય એ રીતિ.

( કટાર કાઢીને પોતાની છાતીમાં મારવા જાય છે–કે તત્કાળ ભારત સૌભાગ્ય આવી તેનો હાથ પકડી લે છે. )

**ભારત સૌભાગ્ય:**—હાં-હા-મહારાજ, આ શું ?

### છંદ.

અરીનુ ચીરવા હૈયું, કરી નિર્માણ છે આને;
તમે તો ચીરવા બેઠા છો, પોતાનાજ હૈયાને;
દયા, સાહસ, ભલા ઔદાર્યને શોળાઇથી ભરપૂર;
તે કોમળને સોપો ચૂર કરવા, કૂર લોઢાને.

**ભારત—**

જીવવું સારૂં નથી, જગમા ગુમાવી માનને;
પ્રિયતમ મરણુ એથી વધારે પુરૂષ લજ્જાવાનને.
હામ ખોઇ, દામ ખોયા, નામ ખોયુ ઠામનુ;
શ્યામ મુખથી આમ મારૂં, જીવવુ શું કામનુ !

**ભારત સૌભાગ્ય:**—તમારૂં શ્યામમુખ કોણે કહ્યુ ? કોઇ જ્ઞાનીએ, બુદ્ધિમાને કે નવા બગડેલાએ ? શ્યામ મુખ તો તેનુ કહેવાય કે, જેના મોટા મોટા પુત્રો વિદ્યાહીન, નિરુદ્યોગી અને અભિમાની હોય.

તમને તો પ્રભુએ સર્વ સાધનો અનુકુળ આપેલાં છે. દુર્દૈવની પ્રબળતાથી કદાચિત ચાર દિવસ સંકટમાં ગાળવા પડ્યા તેથી શું કાયર બનીને હિંમતને છોડી દેવી-હવે મારી પ્રબળતા છે અને તેથી સર્વત્ર આનંદ-નીજ છાયા છે! ચાલો!—આજે તમારા ઉદ્યોગી સંતાનોની રાષ્ટ્રીય સભા એકત્ર થવાની છે—ત્યાં પધારો અને જુઓ કે તમારા સૌભાગ્યનાં ચિન્હો છે કે નહિ? તે ઉપરાંત વળી;—

(પદ).

(રાગ સારંગ)-અહા કોણે મધુર મુરલી—એ રાહ.)
ઉપર જુઓ પશ્ચિમેથી જગ હળ કરતો આમ આવે;
સૂર્યથી સરસ્વતી તણો, કાળ નિકર પથરાવે.
નાસિ તિમિર અજ્ઞાન અહિંથી, સહસા કરશે અજવાળું;
દુઃખડાં થાશે દૂર સહુ તે, સુખ મળશે રઢિયાળું।

(ભારત અને ભારત સૌભાગ્ય ઊભય જાય છે.)

---

## અંક ચોથો.

### સ્થળ:—ભારત રાષ્ટ્રીયસભા.

(સભાના મધ્ય ભાગમાં એક રત્નજડિત સુવર્ણ સિંહાસન ઉચ્ચ ભાગે ગોઠવેલું છે, તેની ડાબી જમણી બાજુએ બે તેથી સહજ ઉતરતી પંક્તિનાં આસનો સ્થાપેલાં છે, અને ત્યાર પછી બીજાં આસનોની ક્રમવાર વ્યવસ્થા કરવામાં આવી છે. જમણી તરફના આસનપર હિંદના દાદા દાદાભાઇ નવરોજજી બેઠેલા છે, અને ત્યાર પછીના આસનોમાં સુરેન્દ્રનાથ બેનરજી અને સિંહ સર ફીરોજશા ઇત્યાદિ દેશભક્તો વિરાજેલા દેખાય છે. ભારતની આશા, વિદ્યા, લક્ષ્મી અને ઉદ્યોગિતા આદિ સ્ત્રી સમાજ સભાના મુખમાંજ ઉભો રહેલો છે. સમસ્ત સમાજ ગાયનમાં લીન છે અને ગાન ઉચરે છે.)

કરો દિલ હિન્દવાસીના, ઉલ્હાસપુર ખુશાલીના—સુવીર.
કૉંગ્રેસનો પિતા છે હ્યુમ, સભાના પ્રેમી૬ ટ કૉટન;
બદ્રુદીન વેડરબર્ન, બન્યા રહો સદા સોહન—સુવીર.
રોમેશ, મહેતા, દાદાભાઇ અયોધ્યારામ મદનમોહન;
રાનડે, વાચ્છા, ગોખલે, આયર બેનરજી લાલમોહન—સુવીર.
પરના દુ ખ ભ જનો, સુવીર બહાદુરો જનો;
સ્વદેશ સેવના કરો, હિમ્મતે પગ સદા ધરો—સુવીર.
સ્વદેશનાભિમાની ઓ, તાકીદે જન્મ પામીઓ,
ચડતી કરજો હિન્દની, નિશ્ચય એ જાણિઓ—સુવીર.
ધન્ય ઘડી પળ ધન્ય સુદિન, આજે ઉમ ગ હિન્દ મન;
રાજદેશભક્તિથી તન, ખીલ્યાં રહો સદા સુમન—સુવીર

( ગાયન સમાપ્ત થતાંજ ભારત પોતાનાં ફાટેલાં તૂટેલાં વસ્ત્રોમાં દીન મુખ અને દીન ગતિથી પ્રવેશ કરે છે તેના આવતાજ સર્વ સભાજનો ઉઠીને ઉભા થાય છે અને વિનયથી નમન કરે છે ભારત તેમના પ્રતિ માનનો દ્દષ્ટિપાત કરી એક નિ.શ્વાસ મૂકી બોલવા માડે છે. )

**ભારત**—( સ્વગત ) શુ આવી અધમ દુર્દશાથી પૂર્ણ પાદાક્રાન્ત થયા પછી પણ આવા સભ્ય ગૃહસ્થોની ભવ્ય સભામા સિ હાસને વિરાજવાને હુ યોગ્ય છુ ? નહિ—નહિ—હવે મારામા તેવી યોગ્યતા રહી નથી. યોગ્યતાના અભાવ સાથે આ સિ હાસન પ્રતિ ચરણ ઉપાડવાની શક્તિનો પણ મારામા અભાવ થઇ ગયો છે ! હુ કયે મુખે ઉચ્ચ સ્થાને બેસું !

**દોહરો.**

સત્તા સૂર્ય વિલય થયો, વિદ્યા બની વિહીન;
લક્ષ્મીનો પણ લય થયો, હુ હતભાગી દીન !
ઉન્નતિના શિખરે હતો, અવનતિ અપર પાર;
કેવી ભારત ! દુર્દશા ! આ તારી ધિક્કાર ! !

(અધોમુખ થઇ ઉભો રહે છે. દાદાભાઇ તેને આશ્વાસન આપેછે.)

દાદાભાઈ:—અહો ! પ્રાણદાતા ! સ્વામિન્ ! આપ શોક કરશો, એ આપના જેવા એક સદ્વિદ્યાસંપન્ન પુરુષરત્નને ઉચિત નથી. કાળનો પ્રભાવજ એવો છે. શું આર્યાવર્તની અવનતિ થઇ છે, અને યુરોપના દેશો તેવી દુર્દશાના પંજાથી બચી શક્યા છે ? નહિજ. અદ્વિતીય પ્રભાવશાળી રોમનું આજે નામનિશાન પણ ક્યાં છે ? આપણી સ્થિતિ તેના કરતાં તો ઘણીજ સારી છે. ઉન્નતિ અવનતિનું ચક્ર સદા ફર્યાજ કરે છે. માટે દુઃખના સમયમાં ધૈર્ય ધારવું, એજ મહાપુરૂષોનું કર્તવ્ય છે. આપની ગમે તેટલી અને ગમે તેવી દુર્દશા થઇ હોય છતાં પણ આપજ અમારા પિતા સ્વરૂપ છો અને તેથી આપ સિંહાસને વિરાજશો તોજ અમને શોભા મળશે અને સ્વકર્તવ્યમાં ઉત્સાહની વૃદ્ધિ થશે, કહ્યું જ છે કે;—

ગીતિ.

દીન પિતા માતા કે, જીર્ણ વસ્ત્રથી નર નહિ લજવાય;
માટે પુત્રો ધારી, દીપાવો આસનને શુભ કાય !

મુસ:—મહાક્ષમ ભારતરાજ ! દાદાભાઇનાં વચનો એકે એક સત્ય છે, એમ કરવાથી કાર્યની સફળતા થશે–અન્યથા નહિ.

ભારત:—અહા, કેવો આપનો સ્વદેશપ્રેમ ! કેટલું આપનું સ્વદેશાભિમાન ! આવા એક નિર્વાણોન્મુખ દીપકમાંથી પ્રકાશની આશા રાખી તેને પુનઃ પ્રકટાવવાના પ્રયત્નો કરો છો, એ તમારો કેવો અને કેટલો બધો સદ્ભાવ ! ખરેખર હું જે આવી દુર્દશામાં પણ જીવતો રહેવા પામ્યો છું, તે માત્ર તમારા જેવા સ્વદેશાભિમાની મહાપુરૂષોના પુણ્ય પ્રતાપથીજ—નહિ તો ક્યારનોએ અસ્તિત્વહીન થઇ ગયો હોત ! વત્સ ! તમારો આજનો ઉત્સાહ નિહાળીને મારા શોકપૂર્ણ હૃદયમાંથી આનંદના તરંગો ઉછળવા માંડ્યા છે, જગદીશ્વર તમારા મનોરથોને સફળ કરો અને તમને દીર્ઘાયુ તથા સદા સ્વદેશાભિમાની

**ભારત:**—ધન્ય ! ધન્ય ! સુવીરો ! ધન્ય તમારી સદિચ્છાને ! પરમાત્માની કૃપાથી તમારી આશા સફળ થાઓ—અવનતિ અંધકાર અસ્તાચળમાં જાઓ ! !

**ભાલચંદ્ર:**—તથાસ્તુ ! ઇશ્વર આપનાં આશીર્વચનોથી અમને સુબુદ્ધિ આપો, અમે સદા સર્વદા આપની સેવામાં દત્તચિત રહિએ અને અમારામાં સંપની વૃદ્ધિ થાય !

**તિલક:**—સંકટોની વર્ષાવર્ષો જીવનો નાશ થાઓ કે ગમે તે થાઓ, પણ અમારો ભાવ સ્વદેશ સેવામાંથી ઓછો ન થાય એવીજ અમારી તે જગદીશ્વર જગન્નિયંતા પાસેથી નિરંતર માગણી છે.

**સી૦ વાચ્છા:**—આમીન ! તે, નેક હિદાયતનો બખ્શનાર દાદાર અમને આધારરૂપ થાઓ અને અમને આપની સેવા કરવાને યોગ્ય કરો, અમને અમારી ફરજ અને કરજથી સોકળા કરો.

**ફીરોજશાહ મહેતા**—મુબારક ! તે પાક યજદાન અમારી મુરાદ બર લાવે, આ એક સાચી દેવીના જરિયાથી હમારી ઇન્સાફી સરકાર પાસેથી અમારા ખરા હકકો બખ્શાવે અને આખા દેશમાં સંપ, સુખશાન્તિ અને હુનરમંદી ફેલાવે ! ! !

**ગોકળદાસ પારેખ**—પરમેશ્વર તમો ભાઇઓનાં વચનો ખરાં પાડે અને અન્યાયથી દીનોને પીડતા, તેમને ન્યાયી ગવર્હનમેન્ટ તરફથી મળતાં સાચાં સ્વત્ત્વોમાંથી ખાઇ જતા અને રાંક પ્રજાને રંજાડતા દુષ્ટોને પૂરો દંડ દેવડાવે !

**ભારત:**—ધન્ય ! સિંહણના દુગ્ધપાનથી ઉછરેલાઓ ધન્ય છે ! ( ચંદાવરકરને ) કેમ લાડકવાયા ! તમે કેમ છાના છો ?

**ચંદાવરકર**—આર્ય ! આજના આપના આનંદથી અમારો ઉત્સાહ એટલો બધો વધ્યો છે કે, તે કાંઇ બોલવાજ દેતો નથી:-

બોલવા દેતો નથી આ આજનો આનંદ ગને;
મન ભરી લેવા દો　દર્શનથી હે સુખક દ મને.

**ભારતઃ**—વત્સ ! તમારા જેવા સત્પુત્રોને નિરખીને હું આનંદ સાગરમા ડુબી જાઉ છું, જો તમારાજ જેવા મારા બધા પુત્રો સદ્ગુણુ સ પન્ન અને સ્વાભિમાની થાય તો ગારા શત્રુ ભારત દુર્દૈવનુ મુખ કેવું ઝ ખવાણુ પડી જાય ! ! પણુ લાચારી હાય ! !

**રુચિરા.**

તમ સદ્ગુણમાથી અવગુણુ લઇ, છાપે છે ચિત પ્રોવીને.
કાળગ ચિતરા કરે કાગળો, તમને વ્યર્થ વગોવીને,
ધૂળ ધાલતા ધોળે કેશે જતે દિને અપયશ લેના,
પાપ હુએ છે પુત્ર ! તમારૂ છો સાચું ખોટું કે'તા.

**શી૦ વાચ્છા**—અરે મુરબ્બીજી, પણુ અમે તેવાઓની પરવાજ કયા કરિએ છિએ.

**ફીરોજશાહ મ્હેતા**—મહારાજ, આપણી બ્રિટિશ સરકાર એવી તો ન્યાયી સરકાર છે કે, ભલેને બકે જતા, અ તે તેમનેજ પરતાવું પડશે તે એવા ઉદ્ દડોના મિથ્યા બોલવા અને લખવાપર કદાપિ ધ્યાન આપતીજ નથી પ્રજાના ભલાની વાતને તે ધ્યાનમા લે છે, પણુ તે વાત તેને કાને તો જવીજ જોઇએ, તેવા પોકારોને ખરા સ્વરૂપમા રજૂ કરીને સરકાર પાસેથી ન્યાય મેળવવો, એજ આ સભાનો મુખ્ય ઉદ્દેશ છે.

**ભારત**—ખરેખર આપનું કહેવુ સત્ય છે ! હું પણુ અ ગ્રેજ સરકારનો જેટલો આભાર માનુ તેટલો થોડો છે લૉર્ડ **રીપન** જેવા રાજ્યાધિકારીઓથી શુ ભારતને લાભ નથી થયો ? થયો છેજ. પણુ તેવા અધિકારી બધા નથી આવતા અને તેથીજ કદાચિત્ લાભને સ્થાને હાનિ થઇ જાય છે. એનુ નિવારણુ તેજ સુખનું કારણુ થશે છતાં હાય ! હમણાનો એક વિચાર મને બોલાવ્યા વિના રહેતો નથી...........

**સુ૦ બેનરજી**—તે શું પ્રભો !

**ભારતઃ**—તે એ કે મેમોરિયલ ફંડના મારા પૈસાથી વિલાયતના કારીગરો એક અપૂર્વાયતન બાંધે અને મારી ગરીબડી પ્રજાને કાંઇ પણ લાભ ન આપવામાં આવે એ શું ન્યાય કહેવાય ? મારા વિચાર પ્રમાણે તો આર્યાવર્તમાં એક મોટી નહેર ખોદાવે, દુષ્કાળના કષ્ટોથી પ્રજાને બચાવે, પાણી વિના મરતાં ભારતનાં અસંખ્ય પ્રાણીઓના પ્રાણ બચાવીને આશીર્વાદ લે !:—

કુંડળિયા છંદ.

મહિષી ગંગા નામ રાખિને ભગિરથ જેવું કામ કરે,
એડવર્ડ લહરીને તેમાં વહેવરાવી નામ કરે;
કૃષિકર પશુઓ થાવ સુખી ને પક્ષીગણ વિશ્રામ કરે,
તો આ ભારત નમી નમીને લાખો વાર પ્રણામ કરે.

**સુ૦ બેનરજી**—વાહ ધન્ય છે ! ક્યા ઉત્તમ વિચાર છે, પણ ધ્યાનમાં લેવાય તો.

( કોંગ્રેસ દેવી અચાનક પ્રવેશ કરે છે. )

**કોંગ્રેસ દેવીઃ**—કાં ધ્યાનમાં ન લેવાય ? તમો બધા કટિબદ્ધ થઇને યત્ન કરો અને ઉદ્યોગમાં વિચરોઃ—

સહુ જનના મન સંપથી, જો ઉદ્યોગ કરાય;
શું અચરજ જો ગોખરૂ, સુમન ગુચ્છ થઇ જાય.

કઠિન વાત છે સરળ થવાને કાજ; જે બગડે છે તે બનવાને કાજ.
સાહસથી પરમારથ ધારિ કરાય; નથી વાત કોઇ એવી જે ના થાય.

લ્યો આજના આ આનંદ સમયે હું તમને આનંદના રંગથી ભીંજાવું;—

દર્શન દો આવાર, દુઃખડાં ટાળવા સફળ સુખોનાં દ્વાર !

( પટ ખસી જાય છે અને એક સુરમ્ય મનોહર વાટિકામાં બ્રિટાનિયા દેવીના દર્શન થાય છે )

બ્રિટાનિયા— કાવ્ય અથવા રોળાવૃત.

હે ભયરત ભારત ! શાન્ત શાન્ત થા બન્ધૂ;
સુખ નૌકા મળાના સહજ તરિશ ભય સિન્ધૂ,
હું તારા શુભમા અનેક યત્નો કરતી;
તારા શોકે હું શોક ચિત્તમાં ધરતી
તવ પુત્ર હશે ધન ધાન્યવાન જો ૧ ભવમા
તો રહીશ હુ પણ સગ્ગ રીતિથી ૨ ભવમા
જો દુ ખ તને હુ પણ ભય દાવાનળમા;
છે સગ ઉભય સૌભાગ્ય, ધૈર્ય ધર ચળ મા.
મમ ૩ સતાનો યદિ હશે, ન્યાય હરનારા;
અનુભવ કરશે છે કેવિ દડ અસિ ધારા ?
•પરમાત્મામા ધરિ ભાવ સત્ય નિષ્ઠાથી ;
કરિ હૃદય મર્વથા શાન્ત સારિ આશાથી;
આર્યાવર્તે રૂહે સંપ જંપ સંપત્તી;
એ માગ મર્વથા ટળે દુ ખ આપત્તી

કૉંગ્રેસ.—પૂજ્ય તીર્થસ્વરૂપ ! હવેતો આપ પ્રસન્ન થયા ? હવે શું જોઇએ છે, હાલ એટલું મળે તોપણ તે આર્યાવર્ત્તને માટે ઘણું છે.

વેડર્બર્ન અને કૅાટનઃ—હાલમા આટલુ મળ્યુ છે, તો વધારે મેળવી આપવા પ્રયત્ન અમે કરીશુ—અમારા જનક જનની પાસેથી વધારે હકો અપાવવા, એ કાર્યનો ભાર અમારે શિર છે તે માટે નિશ્ચિંત રહો !

ભારતઃ—કૅાંગ્રેસ દેવિ ! સુશીલ પુત્રિ ! ધન્ય ! તને અને તારા

૧ સસારમાં ૨ કલ્યાણમા ૩ બ્રિટાનિયાના સતાનો અર્થાત્ અગ્રેજો.

ઉત્તેજકોને ! ! સર્વને ઇશ્વર ચિરાયુ કરે ! એનાથી વધારે મને શું જોઇએ ? છતાં ભરતનું આટલું વાક્ય સર્વથા સફળ થાઓ !

### હરિગીત છંદ.

બળ કળા કૌશલ અમિત વિદ્યા વધો મારા વત્સલે,
ને હૃદય જ્ઞાન પ્રકાશથી અજ્ઞાનતમ ઓછું કરે;
ચહિ સ્વદેશોન્નતિ દ્વેશ, ઇર્ષા દ્રોહ નિન્દાને ત્યજે;
બહુ ધાન્ય ધન, યશ, નીતિ કીર્તી પૂર્વ પેર વળી સજે.

### ચોપાયા.

પરધન પર[1]વામા ઉપર નહિ દૃષ્ટિ બગાડે કોઇ,
પુત્રી વેચે નહીં પિતા, પૈસાવાળો જન જોઇ,
થઇ બેસે આચાર્ય વ્યક્તિ જે તે પાળે નિજ ધર્મ,
બોધ કરે દેશોન્નતિને માટે ત્યાગી ખોટાં કર્મ.
શક્ર[2] સમયપર જળ વર્ષાવે, રહે સદૈવ સુકાળ,
ચિરં આચરે ચારુ આચરણ. વૃદ્ધ યુવકને બાળ,
મૂકી મદિરા પાન કરે " અમૃત " ગંગાજળ પાન,
ધર્મ મર્મને જાણિ ધરે નિત ધરણી ધરનું ધ્યાન !

**કોંગ્રેસ:—**

સફળ થાય અમૃત વાણી એ સંપતિ વધે અપાર,
રહે સંપથી નરનારી જન, ભારતનાં નિર્ધાર,
થજો તેમ વળિ દેશ હિતૈષી ભાવિ આર્ય પરિવાર.

**સર્વ જનો:—**

કહો બધા ભારતવાસી ! ભારતનો જય જયકાર ! ! !

(સમાપ્ત.)

---

૧ સ્ત્રી. ૨ ઇન્દ્ર. ( વૃષ્ટિનો વર્ષાવનાર.).

# પ્રકીર્ણ કાવ્યો.

## પાદપૂર્તિ.

### એ વિશ્વનું વૈચિત્ર્ય છે, વેશ્યા સતી પણ થાય છે.

**એક ખુલાસો—**

આજથી લગભગ ચાર વર્ષ પહેલા એકવાર રાત્રિના નવ સાડાનવ વાગ્યાને અમલે હુ, સ્વ અમૃતલાલ કેશવલાલ નાયક, રા હરિહર પુરુષોત્તમ સેવક અને રા રા વસનજી દયાળજી ગણાત્રા એવી રીતે ચાર મિત્રો મુ બઈ–ગ્રાંટરોડ કોરોનેશન થીએટરમા–વાર્ત્તા વિનોદ કરતા બેઠા હતા, એવામાં કવિતાના વિષયની ચર્ચા ચાલી અને અચાનક મારા મનમા "**એ વિશ્વનુ વૈચિત્ર્ય છે, વેશ્યા સતી પણ થાય છે!**" એ હરિગીતનુ ચરણ સ્ફુરી આવવાથી તે મે સર્વ સમક્ષ સમસ્યા તરીકે રજૂ કર્યું અને સમસ્યા પૂર્ત્તિ કરવાની સર્વને પ્રાર્થના કરી એ પછી તે ચતુર્થ ચરણને કાયમ રાખી સર્વેમા એ કવિતા રચી–એ કવિતાઓ તત્કાળ લખાઇ હતી–અને તે પાછળથી તે વખતે મારી દેખરેખ તળે પ્રસિદ્ધ થતા 'સુધાકર' નામક માસિક પત્રમાં પ્રકટ કરવામા આવી હતી જો કે, આ પુસ્તકમા સ્વ અમૃતલાલ કેશવલાલ નાયકનાજ લેખો અને કાવ્યો પ્રકટ કરવાનો હેતુ છે, તોપણ ચાર મિત્રોએ એકજ સમયે લખેલી એ ચારે કવિતાઓ અત્ર એવા વિશેષ ઉદ્દેશથી પ્રકટ કરી છે કે, અન્ય વિદ્વાનોની સરખામણીમા પણ સ્વ અમૃતલાલ કેશવલાલ નાયક શીઘ્ર કવિતા પણ કેટલી બધી સુદર, અર્થગાભીર્યયુક્ત અને શીઘ્રતાથી લખી શકતા હતા, એ સુજ્ઞ વાચકવર્ગના જાણવામા આવી શકે.

વીરક્ષેત્ર (વડોદરા) }ઠક્કુર નારાયણદાસ વિસનજી ચતુર્ભુજ
તા ૧૬-૧૧-૦૮ સોમવાર

#### હરિગીત.

કટક વિનાનો માર્ગ નિષ્કટક સદૈવ કહાયછે,
દોષો ગયા તો તો પછી ગુણવાન નર બોલાય છે,

કર્મ ત્યજી વારાંગનાઓ શુદ્ધ જે બનિ જાય છે,
એ વિશ્વનું વૈચિત્ર્ય છે, વેશ્યા સતી પણ થાય છે. ૧
મૃચ્છકટિકેજ વસંતસેના નાયિકા વેશ્યા કહી;
તે સ્વામિ ચારૂદત્તમાં તનુમન ધને અનુરત રહી;
તેના ગુણો જનના સમાજે હર્ષયુકત ગવાય છે;
એ વિશ્વનું વૈચિત્ર્ય છે, વેશ્યા સતી પણ થાય છે; ૨

**ઠક્કુર નારાયણ.**

જે જારિણી બાજારમાં તજિ લાજ દામ કમાય છે;
નાટક નિલયમાં આવિને સીતા બની તે ગાય છે;
નિજ લાજકાજ હજાર જન સામે કટારી ખાય છે;
એ વિશ્વનું વૈચિત્ર્ય છે, વેશ્યા સતી પણ થાય છે. ૩
માતા અને ભગિની ભમે રસ્તે ગમે તેવે જગે;
શોણિત શરીરે તેમનું ફરતું રહ્યું તે રગરગે;
જાણે બધા એ જારિણીછે, ભજન ખોટાં ગાય છે.
એ વિશ્વનું વૈચિત્ર્ય છે, વેશ્યા સતી પણ થાય છે. ૪

**સ્વ. અમૃતલાલ કે. નાયક.**

પૈસાજ પ્યારો પતિ ગણિને મનમહીં મલકાય છે;
તેનેજ પરણી પ્રેમથી છલબલ કરી છલકાય છે;
સો પતિ કરે વસુ કાજ તેથી માત્ર ધનને ન્હાય છે:
એ વિશ્વનું વૈચિત્ર્ય છે, વેશ્યા સતી પણ થાય છે. ૫
સંહાર કર્ત્તા વિષો જીવનદાયિ ઔષધ થાય છે;
ને તામ્ર પણ સોનું બની તે મૂલ્યથી અંકાય છે;
ખૂની દિલે ઉપજી દયા એ વાત પણ સંભળાય છે;
એ વિશ્વનું વૈચિત્ર્ય છે, વેશ્યા સતી પણ થાય છે. ૬

**રા. રા. હરિહર પુરૂષોત્તમ સેવક.**

વિકરાળ આ કલિકાળમા કંઇ કઇ નવીન જણાય છે;
સંભવિત નહિ જે સષ્ટિમા તે સત્ય આજ ગણાય છે;
કટિ કીડિમા બાધ્યો જુઓ અદિ ઉંટ અઘ તણાય છે;
એ વિશ્વનુ વૈચિત્ર્ય છે વેશ્યા સતી પણ થાય છે. ૭
રાજા ત્યજી રક્ષણ પ્રજાનુ દેશનુ ભક્ષણ કરે,
સહુ ધનિક ભૂલી કર્મ ધન સચય અને સ્વાર્થે મરે;
સતિ સુંદરી કેનાય છે ક્ષુપિ છદ ગમને જાય છે;
એ વિશ્વનુ વૈચિત્ર્ય છે વેશ્યા સતી પણ થાય છે. ૮
પાપી ભર્યા પૈસે ટકે ધર્મી ધકેલા ખાય છે,
સાચા કર્યા જૂઠા હલાહલ જૂઠ સત્ય મનાય છે,
આ નેવના પાણી હવે તો મોભમાહિ ભળાય છે;
એ વિશ્વનુ વૈચિત્ર્ય છે વેશ્યા સતી પણ થાય છે. ૯
ગુણિ સત સુજ્ઞ મહત દુ:ખે, તત્રવાળા જોરમા;
બનિ મુગ્ધ મત્ર વસત તેના ચરણ માટે દોરમા,
શુ શુ કહુ કથનો વધૂ સ્થિતિ અઘ એવી હાય છે,
એ વિશ્વનુ વૈચિત્ર્ય છે. વેશ્યા સતી પણ થાય છે. ૧૦

રા. રા. વસનજી દયાળજી ગણાત્રા.

---

# ભ્રમરનો શાપ.

### મુસદ્દસ.

અરે જે જન્મ ભૂમીમા વસ્યો હુ દેહ ધારીને;
ન બાફી બેસવાથી ખાલિ રાખી એક ક્યારીને,

કદી કોઇ કળી લીધી ન ડાળાથી ઉતારીને;
લહી કાંટા વચોવચ પુષ્પ અડતો' તો વિચારીને;
બહૂ ત્યાં બુલબુલો બલિહાર થાતાં'તાં પુકારીને;
**અને આળીએ વાડી બ્હાર કાઢયો આર આરીને.** ૧

નથી કંઇ વાંક મારો કે કળીનો સત્ય પૂછો તો;
સમીરે ધીર ખૂંચી વાસથી તે પાસ ખેંચ્યો તો;
કળી હસતીતિ મુજને જોઇ હું તેને નિરખતો' તો;
પ્રસારી પાંખ કેવળ ગેલમાં આવી હું ગૂંજ્યો'તો;
કરી કાળા કુભંડીએ કંઇ વાતો વધારીને;
**અને આળીએ વાડી બ્હાર કાઢયો આર આરીને.** ૨

કહું શું કષ્ટ વાડી છોડતાં શું શું થયું મુજને !
અહો ઓળખતું ન્હોતું પુષ્પ તે સ્થાને કયું મુજને;
નથી ભૂલી શકાતું હાય ! સુમનોનું કહ્યું મુજને;
અરે છે જાણતો ઇશ્વર! ભલું જે થઇ ગયું મુજને;
પ્રભૂની બીક પ્રાણી પર દયા વિસરી વિસારીને;
**અને આળીએ વાડી બ્હાર કાઢયો આર આરીને.** ૩

થયું' તું કષ્ટ જે આદમ તણે મન સ્વર્ગ છોડયામાં;
થયું પાંડવને ઇન્દ્રપ્રસ્થથી સુખને મરોડયામાં;
વ્યથા જે થાય કરને અન્ય કરથી જેમ તોડયામાં;
મને તેવીજ વીતી કરવડે નિજ કણ્ઠ ગોડયામાં;
ન ડાટયો હાય ! ત્યાંનો ત્યાંજ મારૂં શિર ઉતારીને;
**અને આળીએ વાડી બ્હાર કાઢયો આર આરીને.** ૪

ભલે એણે ગમે તેવું કર્યું તેની શિકાયત શી ?
ઘણું જીવે, ઘણું જૂવે, ખરી એ છે દુઆ મારી;
ફળે ફૂલે સદા સંસારમાં એ પણ, અને વાડી;

દઉં છું શાપ એકજ સત્ય મનથી હે જગત્સ્વામી;
હૃદય પર પ્રેમ કેરૂ તીર એના ફેંક ધારીને;
**મને માળીએ વાડી બ્હાર કાઢયો માર મારીને.** ૫

# *દાગ વિરહ.

## હરિગીત.

હા ! દાગ ! દેશે દાગ દિલને કોણ કોમળ કથનથી ?,!
માશૂકને કો મિષ્ટ મેણાં મારશે મૃદુ વચનથી ?,
દિનકર સમો તું દેખતામાં ઉદધિમાં બૂડી ગયો ?;
ઓ કાવ્ય કુંજવિહારિ કોકિલ ! દાગ ! કયાં ઉડી ગયો ?. ૧
રે મિષ્ટ ભાષા બોલતા તૂતી તરફ ઉભો રહે;
ઉર્દૂ જબાંનો દિન કરી નહિ ત્યાં અરસ ઊભો રહે;
બે નમ્દ બોલી ત્યાં ફરી તાગ સરસ ઊભો રહે;
અમૃત ઘટે રેડી તું કયાં ચાલ્યો ગરલ ઊભો રહે; ૨
રે કોણ રૂડા રેખતીને અનુપ પટ પ્હેરાવશે ?;
આભા અલકાગે તણી અફસોસ કો ઓપાવશે !
કો ગઝલ દલ વાદલ વડે આશયનિધી ઉભરાવશે !
ઓ બુલબુલે હિંદોસ્તાં ! રૂઝાય તારો ઘાવ ગે ?
ઓ ઇદના દિન હાય ! માતમ થાય તારા નામથી;
લઇ લાગ તારો દાગ બાંધે પ્રીતિ પરના ધામથી;
ઓલાય દિલ્લી દીપ દક્ષિણમાં જઇ નિજ ગામથી;
આરામ તે અલ્લાહના ચરણે કરે આરામથી !. ૪

* નવ્વાબ ફસીહુલ મુલ્ક, દબીરૂં દોલા, મલેકુસ્શોઅરા બુલબુલે હિન્દ "દાગ" નું શોક જનક મૃત્યુ.

નિજામ સરકારના કાવ્ય ગુરુ દાગ ઉર્દૂ ભાષાના એક સ્તંભ હતા, ઉર્દૂ ભાષાએ એક ખરેખરો પોતાનો પ્રચારક ખોયો છે. મહાવરાથી સરલ ભાષામાં ગજલ લખનાર દાગ જેવો બીજો કોઇ પણ કવિ થયો નથી અને છે પણ નહિ, ઉર્દૂ સાહિત્યને એ મહા કવિના મરણથી મોટી ખોટ ગઇ છે. દિલ્લીની ભાષાવાળાઓએ પોતાનો હામી ખોયો છે. દાગનું આમ દાગ દઇ જવું શાયરોને બહુ સાલશે.

---

## "અગર તે યાર મારો તો બધો સંસાર મારો છે!"

### ગજલ.

અગર તે યાર મારો તો બધો સંસાર મારો છે;
કૃપા તેની થતાં જાણીશ કે કિરતાર મારો છે.
મદીલી આંખ તેની જોઇને ચકચૂર બેઠો છું;
કે હું બેહોશ જેનો તે ખરો હુશિયાર મારો છે.
ન મસ્જિદમાં ન મંદિરમાં ન મક્કામાં ન કાશીમાં;
ફકત આ દિલ બની દિલમાં વસ્યો દિલદાર મારો છે.
ભમું ભટકું છતાં દેખું નહીં પાસે પડેલાને;
ભરેલો ભેદના ભંડારથી ભંડાર મારો છે.
કહે છે લોક દુનિયામાં અપાર પ્યારનો દરિયો;
નથી જો પાર તારો તો પછી ક્યાં પાર મારો છે?
જુનૂંના જોશમાં મજનૂં થઇ મ્હાલું છું બેપરવા;
ન જેનો કોઇ પણ આધાર તે આધાર મારો છે.
દબાવી હાથમાં મુજ દિલ કહે છે આંખ કહાડીને;
અરે એ માલ તો નાદાર દેવાદાર મારો છે.
હૃદય મુજ પગતળે કચરી કહે છે મુક્તિ આપું છું;

અરે આખેટ મારો તારે શિર આભાર મારો છે.
ખુદાઇમા જુદાઇ થાય એ શી પેર હુ માનુ;
હજાર ઇનકાર તેના, એક પણ યકરાર મારો છે.
ભલે આઘે વસે પોતે ન પાસે મુજને બોલાવે,
મને ગાળો હજારો દે તે સો સો વાર મારો છે.
મને સુસુર પડે વેચો મિસરના ચોક ચૌટામા,
જલીખા રૂપમા ઉભો હૃદયનો હાર માગે છે.
મને જીવ્યા તણો શો હર્ષ ને શો શોક મરવાનો?
કરે તે યાર જે તેમાજ બેડો પાર મારો છે.
ચઢુ દીદાર કરવા દારપર મન્સૂર થઇને હુ;
**અનલહક** બોલતો **અમૃત** અને તે યાર મારો છે.

---

## "કદી તલવારની ધમકી કદી કરમાંહિ ખંજર છે!"

### ગજલ.

કદી તલવારની ધમકી કદી કરમાહિ ખંજર છે,
ગજબમા જીવ આશકનો, ડગેડગ દિલ મહીં ડર છે.
ઘડીમાં જીવ જોખમમા ઘડીમા જીન્દગી ભયમા;
પડ્યુ પર હાથ દિલ શુ જીવ આખો સૂળિ ઉપર છે.
ન છૂટે ધ્યાન પ્રતિમાનુ ખુદાની યાદ ના આવે,
પડ્યા પથ્થર સમજમા શુ કહે લોકો કે કાફર છે.
જિગરનો દાગ જૂનો છે, નિરાશાનો નમૂનો છે,
સહૂ સસાર સૂનો છે, ઉજડ આશક તણુ ઘર છે.
તમે ધનવાન છો તો મુજસમા લાખો ભિખારી છે;
કમાઇ રૂપનીમા આશકોનો લાગને કર છે.

હૃદય ચાહે સદા જેને દયા આવે નહીં તેને;
બળ્યું એ જીવવું એના થકી મરવુંજ બિહતર છે.
નહીં ભૂલું અમૂલું મુખ કદી ડૂલું થયું તો શું!
કપાઈ સર સરાસર બોલશે બસ તુંજ સરવર છે.
ઉઠ્યો ચમકી હું રાતે વસ્લની જાહિદ તણી બાંગો;
અહીં તકબીરના શબ્દો સદા અલ્લાહ અકબર છે.
ન કર **અમૃત** શિકાયત કે એ બુત પત્થરો છે બસ;
હૃદય તુજ મીણનું રાખ્યાથી તારો હાલ અબતર છે.

---

## " મને વાંધો નથી વ્હાલા હૃદયમાં ઘર કરી બેસો "

### ગઝલ.

મને વાંધો નથી વ્હાલા હૃદયમાં ઘર કરી બેસો;
ત્હમારો દેશ છે આખો ભલે ને સર કરી બેસો.
જગત વશ છે ત્હમારે તો, પછી મ્હારીજ શી ગણતી?
ત્હમે માલિક ત્હમે સ્વામી, ગમે ત્યાં દર કરી બેસો.
સમર્પણ તન કર્યું ત્હમને, હૃદયનું દ્વાર ખુલ્લું છે;
ત્હમારી એટલી શોભા, પ્રભૂનો ડર કરી બેસો.
સ્મરણ છે વાયદો તે હાથમાંહી હાથ ઠોકીને;—
ગમો તો તેજ છૈયે, આપ છો અંતર કરી બેસો
કદી જો પાન ખાઉં, તો કરું હું ખૂન આશકનું;
ખુદા ખાતર ન નયનો લાલ મુજ ઉપર કરી બેસો.
હૃદયમાં પારકાના જૈ,-વસો છો, બાળવા મુજને;
કહું છું હું ઉંડી આવી નયનમાં, પર કરી બેસો.
રહો **અમૃત** ફક્ત 'હાજી' કહીને એમના ઘરનો;
હુકમ છે રાત દહાડો દિલ અહીં હાજર કરી બેસો.

---

# બૂટ અને જોડાંની લડાઇ.

### દોહરો

બૂટ અને જોડાં લડયા, વાંચો તેની વાત,
એક હતો ગોરો અને, બીજો કાળી જાત

### મનોહર

દેશી જોડો બોલ્યો કરી ઉંચું મુખ બૂટ સામું,
અમથા દેશીઓ આગ તાગથી લોભાય છે.
ગક્ષ્મોના પગને શોભાવે, બંધ બેસતો તું,
જોતો તારા માંહિ નાઇ નાજુકી જણાય છે ?
ભારે પથરાથી કાળો વિગેષ કલેકા થકી,
પીળો જાણે ચોમાસાનો દેડકો દેખાય છે ?
પકડીને જકડી નાખે છે પતિ તણા પગ,
બૂટ કષ્ટ ફૂટ શીદ આમ ઇતરાય છે ? ૧
રબ્બરથી ડબ્બર તું જબ્બર જો આખો હોય,
ખેંચી તને પેરતાં નયન રકત થાય છે,
અવળ સવળ લેશ ખેંચવામાં આવવાથી,
નળ ફૂલે કાંતો કે અમઇ ખશી જાય છે,
વાંકા વળી ચામડાંને ચૂંથે ઉંધું શિર કરી,
ત્યારે તારી લટકતી દોરીઓ બંધાય છે,
હિન્દીઓને છેતરી તું વેતરી રહ્યો છે અલ્યા,
બૂટ કષ્ટ ફૂટ તૂંતો લટતો દેખાય છે. ૨
હું તો રહું હુકમથી હાજર હાજર હેતે,
ચાહતાંજ ચરણમાં ચટ પેસી જાઉં છું,

તને ઘી માખણ અને ચરબી ચઢે છે તુચ્છ.
હું કેવળ તેલ પીને તાજો તૃપ્ત થાઉં છું,
તને ટીકી કસબ છે ખરને અંબાડી જેવો,
દિલ્લી શાહી રૂપ મારૂં જો કેવો દેખાઉં છું,
મોજાંની અગત્ય નથી મને પ્હેરવાને માટે,
રમતો રહીને પગરખું કહેવાઉં છું.

છંન્દ્ર વિજય.

મૂક વૃથા બકવાદ તું મૂરખ બૂટ કહે પછિ મોઢું બગાડી;
મુક્તિ પ્રદાન કરૂં છું હું દેશિ જનોને તું જો કંઇ આંખ ઉઘાડી,
એકજ લાત જડે મમ ધારી દઉં ઝટ તલ્લી કળા કરી પાડી,
અમૃત મુક્ત કર્યા બહુ હિન્દી પગે પગ સ્વર્ગનું દ્વાર ઉઘાડી,

દોહરા.

બહુ પંખાકુલિ વેઠિયા, સ્વર્ગે પ્હોંચ્યા આપ,
તે મારા ધારી અને, મારા છે શુ પ્રતાપ,

---

# જેબુન્નિસા અને આકિલખાન
અથવા
# પ્રેમીનું અગ્નિસ્નાન.

---

(ઐતિહાસિક કથાનક.)

## બાલ્યાવસ્થા અને શિક્ષણ ચાતુર્ય.

આપણી વાર્તાની નાયિકા જેબુન્નિસા હિન્દુસ્થાનના બાદશાહ મહમ્મદ મે.હયુદ્દીન આલમગીર ઔરંગજેબની જ્યેષ્ટ પુત્રી હતી. એનું

ખરૂં નામ તો ઝેબન્ન. બેગમ હતુ, પણ ઝેબુન્નિસા એ નામથી પ્રસિદ્ધ હતી. આ પ્રતિભાસમ્પન્ન કાવ્યકળાનિપુણ રમણીનો જન્મ સ૦ ૧૦૪૮ હિજરી એટલે ઇ૦ સ૦ ૧૬૩૯ મા પ્રાતઃસમય ચાર વાગે દિલ્હીમા શાહ નવાજખાનની પુત્રીની કુક્ષિથી થયો. બાદશાહી રીતિ રિવાજ પ્રમાણે એનુ લાલન પાલન કરવા માટે કુળવાન ઉમરાવોની વહૂ બેટીઓ રોકવામા આવી દૂધ પાવા માટે મિયાબાઇ નામની એકજ સ્ત્રીને નિયત કરવામા આવી

આ મિયાબાઇ દ્રઢ પ્રતિજ્ઞ અને હરિજન હતી પાંચે સમયની નિમાજ તેમજ વઝીફા (જપ) ના પઠનમા પોતાનો વધુ વખત વ્યતીત કરતી હતી ઝેબુન્નિસાના કાનોને બાલ્યાવસ્થાથીજ કુરાનેશરીફની આયતોનો ધ્વનિ ખે થવા માડ્યો

ઝેબુન્નિસાની ચાર નાની બેહનો પણ હતી જેમનાં નામ વયના ક્રમાનુસાર નીચે પ્રમાણે—ઝીનતુન્નિસા બેગમ, જુબદતુન્નિસા બેગમ, બદરૂન્નિસા બેગમ, મેહરૂન્નિસા બેગમ.

જ્યારે ત્રણ વર્ષની હતી ત્યારે એક મખમલી મસનદપર રેશમી રજાઇ ઉપર બેઠી બેઠી મિયાબાઇના મ્હોડેથી કુરાનની આયતો સાભળી તે મુદિતે થતી હતી જોકે તેનો એકે શબ્દ તે સમઝતી ન હતી પણ બીજા બાળકોને જેમ હાલરડા ગાવાથી આનંદ થાય છે, તેમ આ ભાગ્યશાળી શાહજાદીને અરબી ભાષાના કાવ્યો ગમતા હતા સવ્વાચાર વર્ષની થઇ કે પ્રથાનુસાર બિસમિલ્લાહ હિર રહમા અલરહીમ પ્રારંભ કરાવ્યુ મુલ્લાજીયો જે શાહી ખાનદાનના ઉસ્તાદો હતા તેઓના આગળ ઉમંગથી બેસી એણી બે વર્ષમા કુરાનના તીસે સિપારા શુદ્ધતાથી ભણી, આઠ વર્ષની વયમા તો કુરાનની હાફીજ થઇ આ કાઇ સાધારણ ન કહેવાય. કુરાન જેટલો મોટો ગ્રંથ શુદ્ધોચ્ચારથી મ્હોંએ કંઠે કરવો એ હજારોમાથી બે ચારજ પ્રતિભાશાળી બાળકોને પ્રારબ્ધે સરજેલુ હોય છે. આલમગીર એને બહુ વ્હાલ કરતો અને આ બાળકી ચતુર થશે એવા ચિન્હો જોઇ મનમા મલકાતો હતો. પોતાની પનોતી દીકરીએ

જ્યારે રમઝાન શરીફની પરિક્ષાઓમાં હાફિજની પદ્ધિ પ્રાપ્ત કીધી ત્યારે તેણે બહુ હર્ષિત થઇ ત્રીસ હજાર અશરફીઓનો સદકો ( વારણુ ) ઉતારી દીનોને દાન કર્યું અને મોટો આનંદ મનાવ્યો. નગર નિવાસી જનોએ પણ તે દહાડાઓ આનંદથી પાળ્યા.

પછી તેણીને મુલ્લા સઇદ અશરફ ઉર્ફે રૂસ્તમ ગાજીખાની શિષ્ય કીધી. આ વિદ્વાન તે સમયનો અનુપમ, અદ્વિતીય, વ્યક્તિ હતો. એ કુશળ ઉસ્તાદે તેને ફારસી જેવી રસીલી અને અરબી સમાન કઠણ ભાષામાં પ્રવીણ કરી. ચંચળ સ્મરણ શક્તિ ઉપરાંત આ રાજકુમારીના કંઠમાં એવો રસ, લોચ અને કોમળતા હતી કે જ્યારે એ આયતો કે ફારસી હફ્રાની ગજલો ગાતી ત્યારે વિચક્ષણ શ્રોતાજનોના નેત્રોમાંથી અશ્રુધારા વરસતી હતી. કણ અને મુરકીઓ જે ગાયન શીખનાર લોકોને સારા પરિશ્રમ પછી પ્રાપ્ત થાય છે, તે આ સુકોમળ બાળાને ઇશ્વર કૃપાથી સહજ પ્રાપ્ત હતી. શાહી જનાનામાં ગવૈયાને ટક્કર મારે તેવી ગાનારીઓના ગાયનો સાંભળવાથી સંગીતની પણ તે એક સારી ગ્રાહક બની હતી.

## કવિત્વ.

ઉસ્તાદ એક દહાડો જનાનાના લોકો આગળ બોલ્યા કે ઇશ્વર કૃપાથી આપણી રાજ્યકુમારી કાવ્યની બાદશાહ થશે. બાંદીઓએ શાહજાદીનાં વારણાં લઇ એ વધાઇ ખાધી કે " બીબી! હમ સદકે, આજતો મૌલવી સાહબ આપકે શાઅયર હોનેકી પેશીનગોઇ ( અગમ વાણી ) કર રહેથે. " આ સાંભળી રશિક શાહજાદીના ઉમંગી ચિત્તમાં કાવ્ય કરવાની હોંસ થઇ. સ્વાભાવિક એની કવિતા તાળ ( વજન ) માં થવા માંડી. પણ કોઇને દેખાડયા વિના ગુણ દોષ કેમ જાણવા એ ચટપટ એના ચંચળ ચિત્તને બહુ ગુંચવતી હતી. ઉસ્તાદ રૂસ્તમ ગાજીખાનને તો અદબ અને લાજને લીધે દેખાડાય નહિ, અને અન્ય કોઇના તો ભાર શા કે શાહી જનાનામાં આવે? ચૌદથી સોળ વર્ષની વય સુધી

કાવ્યના ઉમંગો હૃદયમાંજ દબાવી રાખ્યા. લખતી અવશ્ય અને એક સુશોભિત પુસ્તકમાં સારા અક્ષરે ઉતારો પણ કરી રાખતી, છતાં લાજ અને સંકોચની મારી કોઇને બતાવતી નહોતી.

એકવાર તેણીની બયાજ (નોંધ પોથી)માં ભિન્ન ભિન્ન વિષય પર થોડીક ગેઅગે, એનો લખેલી ઉસ્તાદની દૃષ્ટિએ અકસ્માત પડી જે બહુ સારા વિષય, લાલિત્ય અને વાક્યોના જવાહીરથી ભરપૂર હતી. તેઓએ જેબુન્નિસાને પૂછ્યું તેણી લાજથી લાલ થઇ જઇ નીચી દૃષ્ટિએ ચુપ રહી ચતુર મોલવીએ આશ્ચર્ય ચકિત થઇ પાછું પૂછ્યુ-કુંવરીએ લજાતા પોતાની કવિતાનો સ્વીકાર કર્યો ઉસ્તાદે પ્રસન્ન થઇ શાહને આ વાત પ્રકટ કરી સારા ઉસ્તાદો રખાવી ઉત્તેજન આપના કબૂલ કર્યું

## સૌન્દર્ય અને શૃંગાર

પાશ્ચિમાત્ય વિદ્વાન મુસાફર ડાકટર બર્નિયર તથા ફારસીના અનુપમ કવિ, તેમજ જેબુન્નિસા બેગમના એક સાચા ચાહનાર પ્રેમી આકિલખાન; તથા અન્યાન્ય ફારસી કવિઓએ તેણીના રૂપ માટે ઘણુ લખ્યું છે સર્વના વૃક્ષ પેઠે સીધો મધ્યમ આકાર, ગૌર વર્ણ, હાથ પગ સડોળ માટલી રોકું ગોળ વદન, લીંબુ ફાડકાળી આંખ્યો, શુશોભિત બાંધો, ભરેલા ગાલા ગુચરીવાળા વાળ, કપાળમાં વચ્ચોવચ કાળો તલ, ટૂંકમાં સર્વ વાતે મનોહર હતી એક ઝલક જોવાથી મન પુકારી ઉઠતુ—

> હર અદા મસ્તાના સરસે પાઓંતક છાઇ હુઇ,
> ઉફ્ તેરી કાફિર જવાની જોશપર આઇ હુઇ.

મિયાબાઇનું કથન છે કે બેગમ સાદગાએ કદી મસી, કાજળ, સુરમો, મહાવડ, મેંદી લગાડયાજ નથી. દિલ્લીથી બહાર નિકળવા પૂર્વે કદીએ સાદી સુકુમ.રિકાએ રંગીન વસ્ત્ર શરીરપર ઓઢયુ ન હતુ જૂદા જૂદા કટની ફેશનોના પછાડા તો હતાજ નહિ. રિવાજી વસ્ત્રોની વેતરકતર મહમ્મદશાહી પછી થઇ, તે પૂર્વે તો કુળવાન અમીરોના ઘરોમા યા તો

હિન્દવાણી ઢબનો કે ઇરાની કાપનો પોશાક સ્ત્રીઓ ધારણ કરતી. ઝેબુન્નિસા સદૈવ ઇરાની ઢાટીનાં શ્વેત વસ્ત્રોથી પોતાના સુઘડ શરીરને શોભાવતી દાસી બંદીઓને ઇચ્છાનુસાર રંગ બેરંગી પટકૂળ પેહરવાની પરવાનગી હતી. એટલુંજ નહી પણ કેટલીકવાર સાદાં પટ પરિધાન કરી સેવામાં આવેલી સરખી સાહેલીઓને મેણાં મારી મારી પરાણે રંગીન લુગડાં પેહરાવતી. લાહોરમાં આવ્યા પછી તેણીએ કોઇવાર રંગબેરંગી કપડાં પહેરવા માંડયાં. એક બેવાર સરખી સખીઓએ કહ્યું કે તું હિન્દુઓની પણ શાહાજાદી છે માટે તે લોકના જેવાં વસ્ત્રો પણ તારે પેહરવાં જોઇએ. જોબનના જોરમાં આવેલી મદમાતી શાહજાદીએ તે લોકના અનુરોધથી થોડા દહાડા ચોળી ઘાઘરો અને સાડી પહેર્યાં. રાત દહાડો ઇરાની વસ્ત્રો પહેરનાર આ નવ યૈવનાનો હિન્દવાણી લિબાસમાં એક મનોહરજ દેખાવ દેખાતો હતો ધર્માન્ધ ઔરંગઝેબને કાને આ વાત પડતાંજ તેણે બહુ ક્રોધથી તે કપડાં કહાડી નાખવા આજ્ઞા કરી. ત્યાર પછી તેણે સદા પૂર્વવત્ ઇરાની વેશજ રાખ્યો. તે થોડુંક ઘરાણું પણ પેહરતી. એક સરખાં મોતીનો ભારી કંઠો કે જેમાં બેત્રણ હીરે જડયાં તાવીજો શોભતાં હતાં તે નિરંતર ગળામાં ઓપતો રેહતો. કાનોમાં રત્ન જડિત કરણફુલ, હાથોમાં હીરાની બંગડીઓ બસ પણ આટલી સાદાઇમાંએ તેણી એવી મનોહર લાગતી કે સોળેશૃંગારથી સુસજ્જિત હજારો યુવતીઓ તે પરથી ઓવારી નાખવા ગમે. ખરૂં છે—

નહી મોહતાજ જેવરકા જિસે ખૂબી ખુદા દેદે—
કે દેખો ખુશનુમાં લગતા હય કયસા ચાંદ બિનગહને ?

## સ્વભાવ અને ક્ષમાદ્રષ્ટિ.

શાહાજાદીનો સ્વભાવ બહુ પ્રેમાળ, નમ્ર, શાન્ત, મળતાવડો અને મોટા મનવાળો હતો. ક્રોધ કરીને તેણે કદી કોઇની લાગણી દુખવી નથી. દાસ દાસીઓ પર સદા દયા દ્દષ્ટિ અને આપવા લેવામાં પણ

મુક્તહસ્ત હતી. કવિતાની પોતે આપેલી સમસ્યાઓની પૂર્તિ કરતાં કેટલાક ઉધ્ધત શાયરોએ ન છાજતી દ્વિઅર્થી વાતો બદલે ખુલ્લા શબ્દોમાં પ્રહાસ્ય કરેલા. જો પોતે ચહાત તો તેવા લેખકોને લાયબલ કેસ માડયા વિના યથેષ્ટ દંડ દીધો હોત પણ વાહરે મોટાઇ! જાણે કોઇએ કઇ કહ્યુ જ ન હોય તેમ આ કાને સાભળી પેલે કાને કહાડી નાખતી.

એકવાર ચીનના નૃપે ઔરગઝેબ ઉપર એક સુદર મોટી આરસી મોકલી શાહે તે પોતાની લાડકી પુત્રીને પ્રદાન કરી ઝેબુન્નિસા વસ્ત્રાભૂષણથી સુસજ્જિત થઇ તેમાં પોતાનુ ચદ્રમુખ નિહાળતી અને મલકાતી. એક દહાડો રોશન નામની એક બાંદી તેને સાફ કરી રહી હતી કે અકસ્માત્ તેણીના હાથમાથી સરકી ધરતીપર પછડાતાં, ચીનાઈ આરસીના કટકે કટકા થઇ ગયા આવી અમૂલ્ય વસ્તુના ભાગવાથી બાદીના હોશ ઉડી ગયા તેણી રડતી ઉભી હતી કે શાહજાદી આવી લાગી પૂછયુ કે " કેમ ઉદાસ છે ? શા માટે રડે છે ? "

બાદીના મ્હોડેથી જે શબ્દો નિકળ્યા તે પૂરા વજનમા હતા. જાણે શેઅરનુ એક ચરણ હતુ —

શાહજાદીના કપાળપર વળે ન પડયો તેવાજ આનંદીવદને પાદપૂર્ત્તિ કરી ચાલી ગઇ.

દાસી—" અજકજા આઇનયે ચીની સિકસ્ત, "
ઝેબુ૦—" ખૂબશુદ કસબાબે ખુદબીની શિકસ્ત."
દાસી—દુર્ભાગ્યે ભાગી ગયુ ચીની દર્પણ કષ્ટ !
ઝેબુ૦—ઠીક થયુ અભિમાનનું સાધન થયુ વિનષ્ટ.

હાજર જવાબીમા તો એટલી કુશળ હતી કે ભલભલા વિદ્વાનો અને બુદ્ધિમાનોના કાન કાપતી. એવો દાતતોડ ઉત્તર આપતી કે સાભળનાર દાતમા આંગળી પકડી આશ્ચર્યજ પામી જતા

જયારે લાહોરમાં " ચૌબુર્જીવાલાબાગ " ( જેનું વર્ણન આગળ આપીશું ) તૈયાર થયો ત્યારે તેના ગૃહ પ્રવેશોત્સવને દહાડે જે ધામ

ધૂમનો જલસો કર્યો. તેમાં મોટા પાયાપર અતિથિ ભોજનનો પ્રબંધ કર્યો હતો. જેમાં આજ્ઞા હતી કે જે મેહમાન જે વસ્તુની માગણી કરે, તે વગર ઢીલે પૂરી પાડવી. ચટપટીયા ચિત્તવાળી સુકુમારીને એમ છતાં પણ મેહમાનદારી સારી રીતે થશે કે નહિ તેની ચિન્તા હતી. છેવટ એમ આજ્ઞા બહાર પડી કે જે કોઇને જે વસ્તુની આવશ્યકતા હોય તે ચિઠ્ઠીમાં લખી પોતાપર મોકલાવે, જેનો પ્રબંધ પોતેજ યથેષ્ટ કરી આપે. આ આજ્ઞાનો લાભ લાહોરનો સૂબો (ગવર્નર) આકિલખાન જે તનમનથી તેણીનો પ્રેમી હતો તેણે લીધો. એક ચિઠ્ઠીમાં દ્વિઅર્થી વાક્ય લખ્યું કે—

"[1]સંબોસાયે બેસં મીખાહમ"

ચતુર શાહજાદીએ ઉત્તર લખ્યો કે,

"[2]અજ્ મતબખ *મા દર તલબ"

(* ચિન્હવાળા મા—ને દર સાથે મેળવી "માદર" એમ વાક્ય કરવાથી એવો અર્થ થાય કે—માતાના પાકાલયમાંથી મંગાવી લ્યો.")

એક વાર શાહી બાગમાં ગુલાબનાં પુષ્પોની ગીચ ઝાડીમાં બેઠી બેઠી સુગંધિત શીત સમીરની લેહેરીઓનો આનંદ લૂટતી હતી. આગળ પાણીની સેરોના ફુવારા ઉડી રહ્યા હતા. કોયલ, મોર, બુલબુલ, પપિયાના શબ્દો કાનોને ગલી કરી યૌવનાવસ્થામાં આવેલા હૃદયને વ્યાકુળ કરી જતાં હતાં, જોશમાં આવી તેણે એક શેઅર કહ્યો—

[3] ચહાર ચીજ્ જે દિલ ગમ બરદ કુદામ ચહાર
શરાબો સબ્જાઓ આબેરવાંઓરૂએ નિગાર.

---

૧ બેસં (બેસણ) નો સંબોસો મારે જોઇએ છે. બેસંનો બીજો અર્થ થાય છે. બે–સં–અર્થાત્ સં. વગરનો સંબોસો, સં કહાડવાથી કેવળ બોસો રહી જાય છે. સં–વગરનો સંબોસો એટલે બોસો (ચુમ્બન) હું ચાહું છું.

૨ મારા પાકાલયમાંથી મગાવી લ્યો."

૩ ચાર વસ્તુઓ મનથી શોકને કહાડી લઇ જાય છે, તે કોઇ

આ શેઅર વાર વાર બોલતી ગાતી મુદિત થતી હતી કે પાછળથી બાદશાહ આવ્યા પગરવટ ઓળખી પ્રથમતો લાજ અને સ કોચથી ચુપ થઇ ગઇ વિચાર આવ્યો કે શાહે શેઅર સાભળ્યો તો નહિ હોય? તરત તેને ફેરવી નીચે પ્રમાણે બોલવા માંડી —

ચહાર ચીજ ઝેદીલ ગમ બરદ, કુદામ ચહાર,
* નમાઝો, રોઝઓ, તસબીહો તોબાઇસ્તે ગફાર.

એક વાર સમસ્યાની લીટી કવિઓએ પૂર્તિ માટે બધી તરફ મોકલી—

" દુરે અબલક્ કસે કમદીદ મૌજૂદ "

( કાબરચીતરૂ મોતી કોઇએ કદાચજ જોયુ હશે )

ચતુર ઝેબુન્નિસાએ બધા કવીઓથી સારી પૂર્તિ કરી—

" મગર અશ્કે બુતાને સુર્મા આલૂદ "

( પણ મઆશૂકની સુરમાથી આંજેલી આંખના આસુ — અર્થાત્ તે કાબરચીતરા મોતી જેવા હોય છે )

## લગ્ન કર્યાંજ નહિ !

કેટલાકોનો એવો અભિપ્રાય છે કે વિદ્વત્તા વધી પડવાથી, તેમજ લોકોની પ્રશસાથી તેણીના મનમા અભિમાન વધી ગયુ આ કારણથી કોઇની સ્ત્રી થઇ તેની સેવા ઉપાડવી એ તેણે ઘૃણાયુક્ત જોયું અને તેથી પરણી નહિ એ પણ વાત કઇ માન્ય કરવા જોગ લાગતી નથી

બીજી એક વાત કઇક માનવા જોગ છે કે તેણીના પિતાએ જે

---

ચાર * મદિરા, લીલોતરી, વહેતું પાણી, અને મઆશૂક ( પ્રેમપાત્ર ) નુ વદન ( પ્રથમ લીટી તેની તે છે )

* નમાઝ, રોઝા ( ઉપવાસ ) માળાનું જપવુ અને પશ્ચાત્તાપ પૂર્વક ઇશ્વર પાસે અપરાધોની ક્ષમા ઇચ્છવી.

ભાઇ ભત્રીજાઓને રંજાડ્યા, માર્યા, તબાહ કર્યા, જેથી આ સ્વાર્થી સંસારના સ્વાર્થાન્ધ પુરુષો પ્રત્યે તેણીને અભાવ થયો અને કોઇ સાથે પાણિગ્રહણ કરવાથી વંચિત રહી.

ઉક્ત બન્ને કરતાં એક ત્રીજી વાત સર્વથા માનનીય છે. આલમગીર ઔરંગજેબે તેણીની સગાઇ પોતાના ભાઇ દારા શિકોહના પુત્ર સાથે કીધી હતી. કંઇ રાજદ્વારી ખટપટોમાં ક્રૂર ઔરંગજેબે જ્યારે પોતાના ભવિષ્યમાં સ્વીકારેલા જમાઇનો વધ કર્યો, ત્યારે તેણી બહુ અપ્રસન્ન થઇ ગઇ. પોતાના ભવિષ્યના પતિના મરણ શોકમાં એકાન્તે આંસુ ઢાળતી શોકિત બેસી રહેવા માંડી. ત્યાર પછી જ્યારે પણ ઔરંગજેબે તેણીના લગ્નની માગણી કરી ત્યારે આ દૃઢ મનની અબળાએ ધસીને નાજ પાડી.

ઉપર આપેલાં ત્રણમાંથી કોઇ પણ કારણવશ તેણીએ લગ્ન ન કરવાનો નિશ્ચય કર્યો, અને આ જન્મ પતિ વિહીન દશામાં રહી. એજ કારણથી લોકો મનમાંની ચર્ચા પણ કરવા લાગ્યા.

## આકિલખાન.

આલમગીરના વજીરનો પુત્ર, શાહનો પૂર્ણ કૃપાપાત્ર વિદ્વાન, દેખાવડો, બુધ્ધિમાન અને પચ્ચીસ કે છવ્વીસ વર્ષ જેટલી યુવાવસ્થામાં લાહોરનો સુબો હતો. શરીરનો બાંધો અને મ્હોડાનો ઘાટ ઘટમ એવો ચિત્તાકર્ષક હતો કે એકવાર જોવાથી ફરી ફરીને જોવાનું મન થાય. તે વાતચીત કરવાની એવી મનોહર ઢબ ધરાવતો હતો કે કલાકોના કલાક સુધી સાંભળવા છતાં પાસેથી ખસવા ન ગમે. નીચે લખેલો એક શેઅર જાણે એનેજ માટે કવિએ ઘડયો હતો.

"અસર લુભાનેકા પ્યારે તેરે બયાન મેં હય,
કિસીકી આંખમેં જાદૂ તેરી જબાન મેં હય."

કવિતામાં પણ એવો ચતુર હતો કે દૂર દૂરથી લોકો માત્ર તેનાં કાવ્યો સાંભળવા માટે આવતાં. દિલ્લીમાં શાહના દરબારના કવિ

મંડળમાં જેટલી સમસ્યાઓ નિકળતી તેટલી લાહોર એની પર પણ જતી અને તે અવશ્ય પૂર્તિ કરી મોકલતો. અહીંના કવિઓની પૂર્તિઓ પણ લાહોર જતી. આ પૂર્તિઓમા જેબુન્નિસાની અપૂર્વક કૃતિઓ તેના મનને વીંધી નાખતી વિના દીઠે તે એણીનો ચાહનાર થઇ પડયો હતો. નિરંતર તેણીનુ જ રટન કરતો. અનેમને દિલ્લી જવાના પ્રયત્નો કરતો પણ શાહી ફરમાન વિના પોતાનુ પદ અને તેને લગતા કાર્યભારને છોડી નહોતો જઈ શકતો. સૂબાનો ઓહદ્દો અને હફતહજારી મનસબ ( સાત હજારનો પગાર ) તેને વિઘ્ન થઇ પડયો. જો પાંખ થાય તો ઉડીને પણ દિલ્લી જઇ શાહજાદીનાં દર્શન કરવાની અભિલાષા દિનપ્રતિદિન વૃદ્ધિ-તીજ ચાલી. અંતે તેની હાય અસરકારક થઇ ઇ. સ. ૧૨૬૨ માં ઔરંગઝેબ માંદો પડયો શાહી હકીમોની સલાહથી હવા ફેરબદલ કરવા તે લાહોર ગયો જ્યાના પવન પાણીથી તેની શરીર સ્થિતિમાં સારો ફેરફાર થયો આથી તેણે આખું કુટુમ્બ પોતાનું લાહોરમાં બોલાવી લીધું. આ વેળાની આકિલખાનની ખુશાલી અવર્ણનીય હતી. મસ્જીદે મસ્જીદ નમાજો પઢાવી કબરે કબર ઘીના દીવા અને ફુલોની ચાદરો ચઢાવી દીનોને અન્નવસ્ત્ર આપ્યા પોતાના પ્રેમ ભાજનની પધરામણીથી ફુલ્યો ન્હોતો સમાતો

જેબુન્નિસાના આવતાજ મુશાએરા ( કવિ સમાજ ) ની ધામધુમ ચાલુ થઇ કવિતાના નાદે એણીને અહીં પણ ગલીગલી પ્રસિદ્ધ કરી

આકિલખાને કવિતાઓમા અનેમને ઇશારાઓ કર્યા, પણ શાહજાદીએ ન ગણકાર્યું. અનેક પ્રયત્નો કરી જોયા, કંઇ કાગળો પણ લખ્યા, છતાં નિરાશ રહ્યો હતાશ નગર ચર્ચા જોવા તથા શાહી મહાલના નકશા પ્રબંધની તપાસના બહાને મેહલના આસપાસ ચક્કર મારતો રહેતો. આ પરિશ્રમનુ શુભ પરિણામ એક દહાડો આવ્યું. સાંઝના પાછેિ વાગ્યાનો સુમાર હતો, ઠંડો પવન ફુંકાવા માંડયો હતો, સૂર્યના તીક્ષ્ણ કિરણો પણ તપી તપી મંદ થઇ ગયા હતાં, તે સમયે પ્રેમી આકિલખાન કિલ્લાની ઉત્તર દિશાએ રાજમહેલ

તેજ એજ કારણથી આંટા મારી રહ્યા હતો કે કદાચ અગાસી ઉપર ફરતી હરતી પોતાની મનોરમા દ્રષ્ટિગોચર થાય. તેમજ થયું. ઝેબુન્નિસા ગુલનારી રંગનાં પટ પેહરી કિલ્લાની અગાસીપર ફરતી હતી, ત્યાં તેની દૃષ્ટિ પડી. બસ દર્શન થતાંજ હૃદય હાથમાંથી છટકી ગયું. રહ્યું સહ્યું ભાન ભૂલાયું. પ્રેમાગ્નિ જે મંદમંદ બળતો હતો તેણે ઓચિન્તું ભડકાનું રૂપ લીધું. મ્હોડા પર પ્રસ્વેદના ઝેબઝેબ થઇ ગયા. સાથે નોકર હતો તેણે આ દશા જોઈ ગભરાઇને પૂછ્યું;

"હુજૂર ! ખયરતો હય ?"

ભાનભૂલ્યા પ્રેમીએ આસપાસ જોયા વિના બૂમ પાડી—

"સુર્ખ પોશે બલબેબામ નજર મીઆયદ" (એક રક્ત વસ્ત્ર ધારિણી રમણી મને અગાશીમાં દૃષ્ટિએ પડી.)

આ શબ્દ ઝેબુન્નિસાને કાને પડયા, વાંકી વળી જુવે છે તો એક યુવક, દેખાવડો, અમીરી વસ્ત્રોમાં સજેલો ફરી ફરી તેનું તેજ ચરણ ઉલટાવતો તડપી રહ્યા છે. તે સમજી ગઇ કે પોતાનાં નયનબાણનો ઘાયલ શિકાર વ્યાકુળ થઇ ભાન ભૂલી બેઠોછે પણ હાજર જવાબ તબીયતે સાંખ્યું નહિ, જેવો વળી પ્રેમીએ પેલો ધ્વનિ કર્યો;

સુર્ખ પોશે બલબેબામ નજર મીઆયદ" તરત પૂર્તિ કરી ઉત્તર વાળ્યો—

"ન બજારી ન બજોરે ન બજર મીઆયદ."

(ન. રડવાથી, ન બળથી, ન પૈસેથી તે આવી શકે અર્થાત્ મળી શકે.)

એટલું કહી પાછી હટી ગઇ. હસતાં હટી અને બોલતાં બોલી. તો ગઇ પણ હૃદય કયાં જતું રહ્યું તેની એણીને પણ શુદ્ધિ ન રહી.

"હોશ જાતા રહા નિગાહ કે સાથ
સબ્ર રૂખસત હુવા એકઆહ કે સાથ".

ખરા પ્રેમનું લક્ષણ છે કે એક તરફી નથી રહેતો. બન્ને ઘરો બાળીનેજ શાન્ત થાય છે. એક તરફી પ્રેમ તે ખરો પ્રેમજ નહીં.

" જાદૂવો જે સરપે ચડકર બોલે "
" ઇશ્ક, અવ્વલ દરદિલે મઅશૂક પયદા મીશવદ,"
*તાન સોઝદ શમઅકય પરવાના શયદા મીશવદ "

જ્યા સુધી આકિલખાનને જોયો નહોતો ત્યા સુધી કાગળ પત્ર, કવિતામા ઇશારા બધુ નકામુ જતુ હતુ પણ ચાર આંખ્યો એક થતાંજ બધી હદના પર પાણી ફરી ગયુ આકિલના પ્રબળ પ્રેમે અતે પોતાનુ બળ દેખાડ્યુ આમ છતા વિચારશીલ શાહજાદી ચુપ રહી. શુ કરે ? કઇ ઘાંચી મોચીનુ ઘર નહોતુ કે જે ચાહે તે આવે. ચોકી પહેરા, દાસ દાસીઓ, અતઃપુરના રક્ષક હબસીઓનો ભય હતો ઔરંગઝેબ જેવા ક્રૂરનુ નામજ એવુ હતુ કે પ્રેમ સ્વપ્નવત્ ઉડી જાય. હતાશ બને જણા પાછા ફર્યા, પણ હૃદયમા અદલાબદલી થઇ ગયો

થોડા દહાડા તો બન્ને ચુપ બેઠા પણ ભૂખ અને નિદ્રા બન્નેની એવી જતી રહી કે જેમ બગાળીઓના માથા પરથી ટોપી. આખ્યો રાત દહાડો અશ્રુપૂર્ણ છતા તરસી હતી

મગઝાએ સમઝે નહી પલક દેત નહિ ચૈન,
નીરભરે પ્યાસે રહે, નિપટ અનોખે નૈન.

ગનની અભિલાષાઓએ અતે મિલાપને માટે એક બારણુ દેખાડ્યુ લાહોરમા પોતાના આવવાનુ એક સ્મારક બનાવવાની પિતા પાસેથી આજ્ઞા મેળવી, અનારકલી નામના મોહલ્લાથી મુલ્તાન જવાના માર્ગ પર એક વિશાળ વાડી અને તેમા એક ઇમારત બનાવવાનો શાહજાદીએ પાયો નાખ્યો.

કામ ધમધોકાર ચાલવા માડ્યુ કે એટલામા બાદશાહે લાહોરથી ઉઠાંગરી કરી જેબુન્નિસાને આજ્ઞા થઇ કે પોતાને મનગમતી ઇમારત તૈયાર કરાવી પછી દિલ્લી આવવુ. અહીં તો એજ જોઇતુ હતુ " ભગીને

---

* પ્રેમ, પ્રથમ માશૂકના મનમાજ પેદા થાય છે. કારણ કે, જ્યાં સુધી દીવો બળે નહિ ત્યા સુધી પતગ આશક કેમ પડે ?

જોઇતું હતું તે વૈદે કહ્યું." એક દહાડો ઇમારત જોવા પોતે ગઇ, આકિલ તો રાત દહાડો ખોળમાંજ રહેતો હતો. ઝટ પાછળ જઇ પહોંચ્યો. ભાળ કહાડતાં જણાયું કે બારાદરી તૈયાર થઇ ચુકી છે. ઉપરનાં મકાનો બની રહ્યાં છે. અંદર જવાનો કોઇ ઉપાય ન જણાયો. ચારે દિશાએ સિપાહીઓના પેહરા છે. એક મજૂરને બોલાવી દૂર લઇ ગયો અને તેનાં લૂગડાં એક દુશાલો પેહરાવી કઢાવી લીધાં. મજૂરનો વેશ કરી માથાપર ચૂનાનું તગારૂં ઉંચકી બેખટકે ઉપર ચઢી ગયો. જ્યાં કડીયાઓ કામ કરતા હતા તેના સામેના ઘરમાંજ શાહજાદી બેઠી બેઠી સાહેલીઓ સાથે ચોસર ખેલતી હતી. આકિલ ઉંચો નીચો થયો પણ રમવામાં લીન થએલી શાહજાદીનું ધ્યાન ન ખેંચાયું. ઉંચે સ્વરે બોલ્યો—

"મંદર તલબત ગિર્દે જહાં ગીગર્દમ"

(હું તારી ખોળમાં આખું જગત્ ફરી રહ્યો છું)

પછી કડીયાને કહ્યું, "ગીર ઉસ્તાદ આહક." (મીસ્ત્રી ચૂનો લે.)

જેબુન્નિસા અવાજ સાંભળી ચમકી અને ઉંચું જોઇ ઝટ બોલી, "શશ, પંજ, દો, યક." એમ કહી ચોસર ઉપાડી નાખી.

હવે મન રહી સહી ધીરજ પણ તજી બેઠું. સખીઓ પર દૃષ્ટિ નાખી તો વિશ્વાસપાત્ર રોશન જણાઇ. કારણ કે તે વયસ્યા વિચક્ષણ, ભલી તેમજ કવિતામાં નિપુણ હતી, એટલે પ્રેમીના હૈયાના ઘાવો પર મલમ લગાડવામાં એને કંઇ શીખવું નહિ પડે. બીજીઓને કંઇ મિશથી છેટી કરી રોશન આગળ મનની ગ્રંથી ખોલી નાખી. રસિક રોશને જોઇ લીધું કે આ રોગીને શિક્ષાનું વિષ પાવા કરતાં મિલાપનું અમૃત વિશેષ લાભદાયક થઇ પડશે, એટલે શીખામણ ન દેતાં તેના ચિત ચોરને બાંધીને શાહજાદી સમીપ ઉપસ્થિત કર્યો. બન્ને જણ એક સોફા પર બેઠાં અને મનમાં ડાટી રાખેલા ઘણા દહાડાના ઉભરાઓને નિકળવાનો માર્ગ આપ્યો. બે કલાક વાતચીતમાં ક્યાં ઉડી ગયા તે કોઇને

જણાયું નહિ. ભય તો સામો ઉભો ઉભો આપ્યો ઘુમ્મટ જતો હતો. હતાશ છુટ્ટુ પડવુ યોગ્ય લાગ્યું. આકિલ જવા નિકળ્યો બારણા સુધી ગયેલો બેવાર પાછો બોલાવ્યો છુટાં પડના લાજ દૂર મૂકી રોશનના દેખના શાહજાદીએ પોતાના આશકના વારણા લીધા વીસ વીસ કટકા ફૂટના સાભળી પ્રેમ કેવો સાચો છે તેની આકિલે ખાત્રી કરી

## વિયોગ.

ગજબ હય કહર હય યારો સિતમ જુદાઈકા,
ખુદા કિસીકો ન દિખલાય ગમ જુદાઇ કા

નિર્દય આકાશ બેહદય મળેલાં જોઇ સદા બળતુ રહે છે પ્રેમ કોઈ પ્રકારે ગુપ્ત રહેતોજ નથી. પ્રેમીઓના શત્રુઓની આખ્યોમાં કીડા પડે; તેઓ કંઇ એવી આખ્યો ધરાવે છે કે હૈયાનો મર્મ મ્હો સામું જોનાજ સમઝી લે છે. થોડા દહાડા પ્રેમના બજારની તેજી રહી. દાઝો બળતા અદેખા દલાલોથી ન દેખી ખમાયુ અને તેઓએ યેનકેન પ્રકારેણ શાહના કાન સુધી દિલ્લી જેટલે દૂર સમાચાર પહોચાડી દીધા.

ક્રોધાન્ધ ઔરંગઝેબના કાનપર વાત જતા જ તે આગ થઇ ગયો. પણ લોકલજ્જાને લીધે બીજું કઇ ન કરતા જેબુન્નિસાને એકદમ પાટનગર પાછી આવવાનો આજ્ઞા પત્ર પઠાવ્યો. શાહજાદીએ શાહીપયગામ મોતના પયગામ પેઠે વાચ્યો અને માથે ચઢાવ્યો એક છેવટનો મિલાપ, નિભાવના વચનો, પત્રવ્યવહારના પ્રયત્નો, વિયોગમા ન રડવાના સોગ દો ખવાયા. પણ હાય વિરહ સ કટ ! સવારી દિલ્લી દરવાજે થઇ જે વેળા નિકળી તે વળાએ ફાટની છાતીએ શાહજાદી રડતી અને રોશન સમજાવતી હતી કે જ્યારે તેની પોતાની આખ્યો પણ અશ્રુધારા વર્ષાવી રહી હતી બે ગાઉ ઉપર એકલો આકિલ ઘોડાપર સવાર થઇ છેવટના દર્શન માટે માર્ગમા ઉભો હતો માફાનો પડદો હઠ્યો ચન્દ્ર નિકળ્યો. દુ ખિ ચકોરને દર્શન થયા ન થયા કે વાદળમા લોપ થયો. આકિલ ચોધાર આસુએ રોતો રિસાલાની ઉડની ધુળ જણાઇ ત્યા સુધી

ઉભો રહ્યો. જ્યારે દૃષ્ટિ મર્યાદાથી બન્ને દૂર થયાં ત્યારે બેભાન જેવી દશામાં ઘોડાની લગામ ફેરવી, ક્યાં જતો હતો તેનું પોતાને તો ભાન ન હતું. પણ તે જે જાતિના અશ્વપર આરૂઢ હતો તે તેને ઘેર લઇ આવ્યો. જ્યારે ઘોડો ઉભો રહ્યો ત્યારે આકિલને ભાન આવ્યું. નોકરના હાથમાં લગામ આપી પોતે ઉતરી પડ્યો. વિરહની વેદનાએ કેવાં કેવાં કષ્ટો દીધાં એ લખવું અશક્ય છે.

## ભાગ્યનું ઉલટું ચક્કર !

શાહજાદીના દિલ્લી પહોંચવા પછી શાહે બીજું કંઇ ન કર્યું. બસ એકદમ લગ્ન કરવાનું દબાણ કરવા માંડયું. હતાશ જેબુન્નિસાએ હાથ જોડી માગી લીધું કે "હું શાહજાદી છું. મારે યોગ્ય વર ખોળી લેવાની જો મને આજ્ઞા થાય, તો ખાન્દાની ઉમરાવોના પુત્રોની છબીઓ મારા જોવા માટે મંગાવવામાં આવે, અને મારી ઇચ્છા હોય તેને હું વરૂં એવી આજ્ઞા મળે તો મારે લગ્નનો સ્વીકાર છે."

ઇસ્લામી ધર્મમાં એ નિયમ છે કે ઉપવર થએલી કન્યા પિતાની ઇચ્છાનુસાર લગ્ન ન કરતાં ઇચ્છાવર વરવાનું સ્વત્વ ધરાવે છે. એટલે ઔરંગઝેબથી ના ન કહેવાયું. ચારે દિશાએ આણ ફેરવી કે શાહજાદી- ને વરવાની ઇચ્છા ધરાવનાર વ્યક્તિઓએ પોતાનાં ચિત્રો દરબારમાં મોકલવાં. થોડા દહાડામાં અગણિત *ઉમરાનાં ચિત્રોના ઢગેઢગ શાહ- જાદીના પાણીગ્રહણની ઇચ્છાથી એકઠા થયા. અંતે રાજકન્યાએ પોતાના પ્રાણપ્રિય આકિલખાનનુંજ ચિત્ર તારવી કહાડી શાહને દેખા- ડયું. શાહે નિજ પુત્રીની ઇચ્છા પ્રમાણે તેણીને પોતાના મનમાન્યા પતિ સાથે પરણાવવા સહર્ષ આકિલને પત્ર પઠાવ્યો;—

"પુત્ર આકિલખાન! શાહજાદીએ તમને ઇચ્છાપૂર્વક પસંદ કર્યા છે, મારે તમને પોતાના જામાતા તરીકે સ્વીકારમાં લેશે વાંધો નથી. માટે

---

* ઉમરા એ અમીરનું બહુવચન છે.

તમારે આ આજ્ઞાપત્ર વાંચી કોઇ પણ પ્રકારની ઢીલ ન કરતાં દિલ્હી ચાલી આવવું. લગ્નની અને તખ્તની સામગ્રી શાહી દરબારથી જ થશે ઇત્યાદિ "

એક બાજુથી શાહનો પત્ર ગયો કે બીજી બાજુથી દુષ્ટ અદેખા શત્રુઓએ દશ પંદર નનામા પત્રો મોકલ્યા પ્રત્યેકમાં એજ સાર હતો કે—શાહે તમારી તથા શાહજાદીની મુલાકાતનું બધું ભોપળું જાણી લીધું છે, કોઇ રીતે તમને દિલ્હીમાં બોલાવી તમારો પ્રાણ લેવાનો એણે નિશ્ચય કર્યો છે જો પ્રાણુરક્ષા ચાહતા હો તો અહીં ન આવશો. બલ્કે લાહોરમાં પણ તમારી હવે રહેવામાં ભલાઇ નથી લખનાર તમારા જેવા રત્નો કમોતે ન મરે એમ ચાહનાર તમારા શુભેચ્છક મિત્રો "

દુષ્ટ અદેખા શત્રુઓના આ મિત્રતાભર્યાં વચનો બાપડા આકિલને સાચા લાગ્યા અને તેણે શાહના પત્રના ઉત્તરમાં લખી મોકલ્યું કે "ઝેબુન્નિસા અને લાહોરની સુબેદારી બન્નેનો તે અસ્વીકાર કરે છે" પત્ર મોકલી છુપે વેશે પોતે દિલ્લી ચાલી ગયો અને ત્યાં સંતાયો.

શાહજાદીના કાને જ્યારે આ વાત પડી ત્યારે તેણી નિરાશાથી બેકામ થઇ ગઇ પોતાના પ્રેમીએ આમ વિશ્વઘાત શા માટે કર્યો હશે, એ પ્રશ્ન તેણીના હૃદયમાં ભોળા મનમાં વારંવાર ઉઠતોજ રહેતો. દહાડાઓના દહાડા તેણીએ ખાવું પીવું સૂવું તજી દીધું એક દહાડો તેણીએ આકિલના એક મિત્ર અને બન્નેના પ્રેમના ભેદુપર એક પત્ર લખ્યો જેમાં એકજ ચરણ લખ્યું —

" શનીદમ તર્કે ખિદમત કર્દે આકિલખાં બ નાદાની "

( મ્હેં સાંભળ્યું છે કે આકિલખાને મૂર્ખતાવશ સેવાનો પરિત્યાગ કર્યો છે ? )

એકજ દુઃખ સુખની ભાગીયણ રોશન જાણભેદુ હતી. ને બાપડી હથેળીમાં માથું લઇ પોતાની સખીનું કામકાજ કરતી હતી.

પત્ર લઇને જતી હતી કે સંયોગવશ આકિલથીજ ભેટો થયો. તેણે પત્ર વાંચી તેના પાછળ લખી આપ્યું.

" ચિરા કારે કુનદ આકિલ કે બાઝ્યદ પશેમાની "

( શામાટે બુદ્ધિવાન તેવાં કામો કરે ? કે જેથી પાછળથી પશ્ચાતાપ થાય ? )

બસ એટલોજ જવાબ લઇ જવા કહી પોતાનો પત્તો નિશાન આપી ચાલી ગયો. પણ હાયરે પ્રેમ તેણે કોઇ રીતે પીછો નજ છોડયો પરણવાનો તો અસ્વીકાર કરી ચૂકયો હતો. હવે કંઇ બાદશાહ પાસે જઈ શકાય તેમ ન હતું. માટે આખી વય એ પશ્ચાતાપમાં એમજ ગાળવાનો. બન્ને જણે એકવાર મળી વિચાર કર્યો, કે મળવું તો અવશ્ય, પણ કોઇ પ્રકારે ધર્મ વિરુદ્ધ વ્યવહાર ન રાખતાં ભેટતાં રહેવું, સાથે ખાવું પીવું, કવિતાનો આનંદ લૂંટવો અને કુંવારાં રહી બન્નેએ મરવું. પણ–

" મેરે મન કછુ ઔર હય–કરતા કે કછુ ઔર "

કેટલાક દહાડા એમ પણ ચાલ્યું. આજે હુમાયુનના મકબરાપર મિલાપ થયો, બે કલાક સુખદુઃખની વાતો થઇ; તો કાલે મીનારપર. પણ એ કયાં સુધી ચાલે ? ઔરંગજેબ જેવા એક રાજકીય કળા નિપુણ ખેલાડી આગળ એ બચ્ચાંના ખેલ જેવાં કામો છાનાં તે કેમ રહે ? નિર્દય જાસૂસોએ અંતે બધા સમાચાર શાહને કાને નાંખ્યા.

## પ્રેમનું પરિણામ–અગ્નિસ્નાન.

### દોહરો.

ચાતક પ્રીતી શીખ તું, કરિ સદગુરૂ પતંગ,
ચૂંકે ચાં બોલે નહીં–બાળિ જીવતાં અંગ.

એક દહાડો ઉભય વિહંગ વાટિકામાં વિહાર કરી રહ્યાં હતાં સાહેલીઓ સેલમાં, ચોકીદારો દરવાજાપર, કે ગુપ્તચરોએ શાહને ચેતાવ્યો

એકદમ પાનસો સવારે ઉઘાડી તલવાર સહિત સજ્જ કરી ચારે દિશાએથી બાગને ઘેરી લીધો. શાહ બાગમાં પ્રવેશ કરતા આજ્ઞા કરતો ગયો કે પખીપણુ બહાર ન જઇ શકે. એટલામા રોશનને કાને વાત આવી. તે બાપડીએ અતિ ત્વરાથી ચેતાવી દીધા પણ નકામુ હતુ હવે શું ઉપાય થાય. ભય, લાજ, નિરાશા, ચિન્તા બધા એકસમજ તૂટી પડ્યાં. શાહનાં પગલા સંભળાવા માંડ્યા. બન્નેએ ઇશ્વર પાસે ખરા મનથી માગ્યુ કે હે જગદીશ કોઇ રીતે ધરતી ફાડી જીવતાં દાટી દે પણ તે વિનંતિ ક્યાંથી સંભળાય. નિરુપાય એક દેગ ખાલી પડી હતી તેમા આકિલખાનને બેસાડી ઉપર ઢાંકણુ ઢાંક્યુ આગળ પાછળ કેટલીક દેગો ચોખા દાળ રાંધેલી કેટલીક ચૂલ્હાપર ચઢેલી હતી. જેબુન્નિસા દૂર હટી જઇ ફૂલ ચુંટવા માંડી, જોકે શરીરમા એક કળી તોડવાની પણ શક્તિ નહતી.

શાહ આવ્યા પાલખી [1]કહારોએ નીચે મૂકી કુમારી અને સાહેલીઓએ સલામ કરી નીચે ઉતરી શાહે બધા સાથે વાતચીત કરતાં જાસુસો પાસે ઝાડને પાંદડે પાંદડે શોધ કરાવી; પણ પત્તો ન લાગ્યો. છેવટ એક બે જણને કંઇ કાનમા કહ્યુ અને તે લોકો ચારેક સાહેલીઓને લઇ અદ્રશ્ય સ્થળે ગયા. શાહે કુમારીને એક પળ પણ ખમવાનો સમય ન આપ્યો.

પેલા સાહેલીઓને લઇ દૂર જનારાઓએ ઇશ્વર જાણે કંઇ લાલચથી કે ધમકીથી કે મારથી તે લોકો પાસેથી સાચો ભેદ કઢાડી શાહના કાનપર નાખ્યો. ક્રૂર બાદશાહ વાતે વાળી શાહજાદીને દેગભણી લઇ ગયો. બધાં સાથેજ હતા એકેક દેગ માટે પૂછી પૂછીને પૂછ્યુ. જ્યારે હતભાગી આકિલવાળી દેગ માટે પૂછ્યુ ત્યારે કુમારીએ ગભરાઇ કહ્યુ કે " મારા સ્નાનાર્થે ગરમ કરવા માટે પાણી ભર્યું છે "

કપટકળાપટુ ઔરંગજેબે મ્હોડુ ઠેકાણે રાખી કહ્યું કે "હવે સાંજ

---

1 ભોઈની એક જાતિ

પડવા આવી છે, મોડી ન્હાઇશ તો શરીર બગડશે. માટે એ દેગ બળતા ચૂલ્હાપર મૂકાવી દે."

જેબુન્નિસાએ એક બે વાર વાત ઉડાવવાના પ્રયત્નો કર્યા પણ ક્રૂર હઠીલા નિર્દય ઔરંગજેબે તેનું કંઇ ચાલવા ન દીધું. એક ધીકતી ચ્હુલપર દેગ મૂકવાની આજ્ઞા કરી. ધર્મ સંકટમાં આવી પડેલી બાપડી જેબુન્નિસાએ કકળી પડી કહ્યું, ના ના એંઠા ચૂલા પર ન મૂકશો."

ઔરંગજેબે આજ્ઞા કરી કે "નવી ચ્હુલ ખોદી તેમાં ઝટ પાંચ મણ લાકડાં સીંચી મારી વ્હાલી દીકરી માટે એકદમ પાણી ગરમ કરો."

ત્યાં શું વાર હતી પા કલાકમાં ચ્હુલ ખોદાઇ પાંચ મણ લાકડાં સીંચ્યાં અને તેમાં આગ મૂકી દેગ ચડાવી દીધી. ભય અને દયાથી ફાટી જતી શાહજાદી દેગ પાસે લાકડાં સંકોરવાને બહાને કંપતી છાતીએ ગઇ, હજુ ચેહમાં અગ્નિ સહજ પ્રજળી રહ્યો હતો. ગદગદ કંઠે તેણીએ કહ્યું;

"વ્હાલા આકિલખાન, આ વેળાજ પ્રેમની પરીક્ષાની છે. જો તું મારો સાચોજ આશક હોય અને મને જગતની લાનતથી બચાવવાજ ચ્હાતો હોય તો આ વેળા પોતાના પ્યારા પ્રાણનો ભોગ આપી દે. દૃઢપણે પ્રેમનું બલિદાન થા. હે મારા સુખ દીપના ભોગી પતંગ વિના બોલે ભસ્મ થજે. તારા પાછળ હું સદા બળતી રહીશ."

બાપડી જેબુન્નિસાએ ફરી ફરી પ્રભુને વિનવ્યા કે તે પાષાણ હૃદયના શાહને કોઈ રીતે અહીંથી સહજ ખસેડે તો અધમુવો પણ પોતાના એક ખરા નિર્દોષ પ્રેમીને ઉગારે પણ નરપિશાચ હઠીલો ઔરંગજેબ કોઇ રીતે નજ હઠ્યો. જ્યારે પાંચે મણ કાઠી બળી ગઇ ત્યારે ત્યાંથી ઉઠ્યો. પણ વાહરે દૃઢ ચિત્ત આકિલખાન, ધન્ય છે તારા અટળપણાને કે બળીને ગખ થઇ ગયો પણ એકે ચીસ કે શબ્દ ન કર્યો. એટલે સુધી કે ચ્હુલ પર દેગ સુદ્ધાં ન હાલી.

આ દેખાવ ડૉક્ટર બર્નિયરે પોતાની આંખે જોએલો છે અને પોતાના "સફરનામા" માં લખે છે કે "મ્હેં મારા જન્મ વચ્ચે કોઇને

પણ આવી વીરતા અને અડગપણે પ્રાણ આપનો જોયો કે સાંભ-ળ્યો નથી "

કહણ હૃદય પિતાના જવા પછી નિરાશ રાજકુમારીએ જલદી દેગ ચૂલ્હા પરથી ઉતરાવી હજુ એણીને એમ આશા હતી કે દયાળુ દેવે તેણીના આશકને કોઇ પણ રીતની સહાયતા કરી હશે. પણ વ્યર્થ, એ કંઈ સુધન્વાની તેલકઢા કે પ્રહ્લાદનો અગ્નિસ્તંભ ન હતો દેગ ઉઘાડી જોતા જે કમકમાટ ભર્યો દેખાવ દૃષ્ટિએ પડ્યો તેને જોતાજ તેણી એક ચીસ મારી કષ્ટના આઘાતથી મૂર્છિત થઇ ધરતી પર નાજુક કેળ પેઠે ભાગી પડી દહાડાઓના દહાડા સુધી બેભાન રહી ભાન આવતાજ વીતેલી ઘટનાનું સ્મરણ આખ આગળ આવી ઉભુ રહેતુ અને પુન અચેત થઇ પડતી કેટલાક દહાડા એમ દુર્દશામા કાપ્યા પછી ધીરે ધીરે શરીર સુધરતુ ગયુ આરોગ્ય થવા પછી પણ નિરંતર રહતી એકાન્તમા બેઠી બેઠી મનની વિચિત્ર નિર્દય ચાલપર કંઇ કંઈ લખી વાચી દિન ગાળતી હતી શાહે જ્યારે એવી દશા છતા આકિલને ન ભૂલી ત્યારે ક્રોધિત થઇ કારાગારમા બંદી કીધી.

કેટલાક લેખકોનુ એમ પણ કથન છે કે શાહજાદા અકબર સાથે-જે ઔરંગજેબ સામે વિદ્રોહ કરવાનો આરોપી ઠર્યો હતો-પત્ર વ્યવહાર રાખવાથી તેણીને સલીમગઢના કિલ્લામા કેદ કરવામા આવી હતી. ગમે તેમ પણ તેણી બંદીવાન અવશ્ય થઈ હતી કારણ કે કારા-ગારનાં સંકટો અને તેમાથી મુક્ત કરવા માટે રચેલી ઇશ્વર સ્તુતિનાં કાવ્યો કાવ્ય ગ્રંથોમા પ્રસ્તુત છે

કારાલયથી મુકત થવા પછી તે આ જન્મ દિલ્હીમાં એક ખૂણે ચુપચાપ બેશી રહી કદી જલસા, મિજલસ કે કવિ સમાજમા શાહજા-દીએ હાજરી ન આપી

## પ્રયાણ.

એક દહાડો ખાવ પી ઇશ્વરચિન્તન કરી સુતી. અડધી રાતે બહુ તૃષા લાગી, બાદી પાસે પાણી મંગાવી પીધુ. સાજી સમી હતી. સવા-

રમાં ઉઠતી વેળા સહજ તાવ જણાયો. બપોરે એકાએક વધી પડયો. સાત દહાડા એ સ્થિતિમાં કાઢયા. આઠમે દહાડે આ અસાર સંસાર છોડી પોતાના પ્યારા પ્રભુ તેમજ પ્રેમીનું નામ લેતી લેતી જેબુન્નિસાએ નિજદેશ ભણી ગમન કર્યું. ૧૧૦૦ હિજરી.

### મકબરા ( સમાધિસ્થાન ).

જેબુન્નિસાના મરણ સમય ઔરંગજેબ પઠાનપુર નામક ગામમાં હતો. સવારો મરણ સમાચાર તથા મૃત્યાનું ભલામણ પત્ર ( વસીહત ) ત્યાં લઇ ગયા. શાહે વાંચી તેમાં લખવા પ્રમાણે તેણીના મૃતક શરીરને લાહોર મોકલ્યું. કુમારીએ પોતાના બનાવેલા નવાનકોટ પાસેના બાગમાં પ્રથમથી ચણાવેલા મકબરામાં ભૂમિશય્યા પસંદ કરી હતી ત્યાંજ તેને સુદાહ કરવામાં આવ્યો.

### શિયળ.

પાશ્ચિમીય પ્રવાસી ડૉકટર બર્નિર તેમજ કેટલાક બંગાળી અને ગુજરાતી લેખકો, કે જેઓ અંગ્રેજોનું અનુકરણ કરનાર છે. તેમણે શાહજાદીને ઘણી ચળચિત્ત અને કુચાલવાળી ચીતરી છે. પણ એક ફારસી શેઆર મૂલાનો પોતાનો લખેલો અહીં ટાંકી વાંચનારને ખરા ખોટાનો તોલ કરવા માટે ભલામણ કરવી અયોગ્ય નહીં ગણાય.

" કુસમ બકબ્રાએ હાજાતો અહમદે સુર્સલ,
કે પાક બાઝીએ મન બાઇસે ગુનાહે મનસ્ત. "

( સૌગંદ છે જગદીશ્વર, અને તેના પયગમ્બર રસૂલની, કે મારી પવિત્રતાજ મારા વાંકાનું કારણ છે. )

એ ચે ઇશ્ક વોહમ જો પત્થરકો દમમેં આબ કરે;
લગાયદિલ વહી જિસ્કો ખુદા ખરાબ કરે.

# નેપાલ.

નેપાલની ગણત્રી એ રાજ્યોમા છે કે જે સ્વાધીન રાજ્યના શબ્દથી ઓળખાય છે પણ જેમ હયદરાબાદ, માઇસોર, કાસ્મીર આદિ રાજ્યોમા એક ગૌરાંગ રેસીડેન્ટ રહે છે, તેમજ નેપાલમાં પણ રહે છે. આ દેશ ૫૦૦ માઇલ લાંબો અને ૧૨૦ માઇલ પ્હોળો છે. એનું ક્ષેત્ર-ફળ ૬૦,૦૦૦ વર્ગ માઇલનું છે. હિમાલયની દક્ષિણ ભાગની બે શિખા-ઓના વચમા આશરે ૧૫ માઇલ લાંબી અને તેટલીજ પ્હોળી જે સમતલ જગા છે, નેપાલ વાળાઓ તેનેજ નેપાલ કહે છે પણ અન્ય દેશ વાસીઓ ગુરખા લોકોના આખા દેશને નેપાલ કહે છે. નેપાલનો અમુક વિભાગ જ એવો છે કે જ્યા અન્ય દેશવાળાઓ જઇ શકે છે. નેપાલવાલાઓ પરદેશી લોકોને મુક્તપણે પોતાના દેશમા આવવા જવા દેતા નથી એ લોકોનો આ સિદ્ધાંત યૂરોપીયન લોકોને સમૂળો નથી ગમ-તો, કારણ કે એ પ્રજાને લીધેજ પરમેશ્વરના પીતરાઇ અને લડાઇ ઝગડાનુ મૂળ પાદરી લોકોનો પ્રવેશ ત્યા થતો નથી.

નેપાલ સર્વથા પહાડી પ્રદેશ છે હિમાલયની સૌથી ઉંચી શિખા ૨૯,૦૦૦ ફુટ નેપાલનીજ સીમાના અંદર છે એનુ નેપાલી નામ દુધ ગંગા છે. નેપાલી સીમાનો ઉત્તરી વિભાગ એવો છે કે જ્યાં ઘણો ખરો બારે માસ બરફ જમ્યા રહે છે તે કદી ગળતો કે ઓગળતો નથી; થોડો કે ઘણો અવશ્ય પડ્યોજ રહે છે. નેપાલની રાજધાની કાઠમાણ્ડુમાં છે. તે સમુદ્રની સપાટીથી લગભગ ૪,૦૦૦ ફુટની ઉંચાઇ પર છે. એને તળેટી કહે છે ત્યાની ધરતી ઉંચી છે, તેમા ઘીચ જંગલ છે અને સાગ શીશમ આદિની અતિશય ઉત્પત્તિ છે. જ્યા જંગલ નથી ત્યાં ખેતી

થાય છે. હિમાલયની દક્ષિણની નન્દાદવી, ધવલગિરિ, દયાભંગ અને કાઞ્ચનગંગા આદિ ટુંકો પણ નેપાલના અંતર્ગત છે.

ઘાઘરા, કોસી અને ગણ્ડકી આદિ નદીયો નેપાલમાં થઇને વહે છે. એ બહુ મોટી નદીયો ગણાય છે. ઉકત નદીઓના વચ્ચેનો બધો પહાડી પ્રદેશ નેપાલના રાજ્યમાં શામિલ છે. એમાંથી એકેક નદીમાં સાતસાત આઠઆઠ નદીઓ બીજી આવી મળે છે, જેમાં કાળી શ્વેત ગંગા, રાવતી, નારાયણી અને દુધકોસી મુખ્ય છે. નેપાલમાં અગણિત પહાડો હોવાથી નદીયો પણ અતિશય છે. પહાડોનું તો પૂછવુંજ શુ ? આખો નેપાલ દેશ પહાડમયજ છે. એટલે પચ્ચીસના લગભગમાં નદીયોનું પણ પ્રમાણ છે.

નેપાલમાં હવા પાણી પણ એક પ્રકારનાં નથી. જે સ્થળ જેટલું હુંચું છે તેટલાંજ ત્યાંનાં હવા પાણી અધિક થંડાં હોય છે. નેપાળના ત્રણ વિભાગ કરી શકાય છે. ઉત્તરી ભાગ ૧૦,૦૦૦ થી ૨૯,૦૦૦ ફુટ સુધી ઉંચો છે. અને દક્ષિણી ભાગ કેવળ ૪,૦૦૦ ફુટ જેટલો છે. પહાડી ધરતી કે જેમાં થોડી ઘણી ખેતી પણ થાય છે, તેમાંજ સાગનાં જંગલો અને તળેટી શામિલ છે. વચલો ભાગ મેદાનથી ૪,૦૦૦ થી લઇને ૧૦,૦૦૦ ફુટ જેટલો ઉંચો છે. પ્રતિ હજાર ફુટની ઉંચાઇએ ત્રણ અંશ સરદી વિશેષ વધતી જાય છે. પણ પશ્ચિમ તરફનો પ્રદેશ ઓછો સરદી વાળો છે. વળી ત્યાં વૃષ્ટિ પણ ઓછી થાય છે કારણ કે વાદળો ઉંચા ઉંચા પહાડોને પાર કરી શકતાં નથી; આણીપાસાંજ રહી જાય છે.

મુખ્ય નેપાલ, અર્થાત્ તે વિભાગ કે જે પહાડોના વચમાં ગુફાના રૂપમાં છે તે બહુ લીલોતરીથી આચ્છાદિત છે. એજ ભાગમાં કાઠમાણ્ડુ છે. એ સ્થળની ભૂમિ રસાળ છે. જે કંઇ ઉંચાણમાં છે, ત્યાં ધાન બહુ ઉત્પન્ન થાય છે. પહાડોના નિકટની ધરા અતિ ઉત્તમ છે, તેમાં ઘઉં અને ધાનની નિકાસ વિશેષ છે. કયાંઇ કયાંઇ વર્ષમાં બેબે અને ત્રણ ત્રણ ફસલો ઉતરે છે.

નેપાલમાં અકટોબરથી માર્ચ સુધી સરદી રહે છે અને જાનેવારી અને ફેબ્રુવારીમા અસલ ટાઢ પડે છે. એપ્રેલથી સપ્ટેમ્બર સુધીનાં પવન પાણી તર રહે છે ગરમી અધીક નથી પડતી માર્ચથી મે અને સપ્ટેમ્બર સુધી મોસમ બહુ સારી રહે છે. જુન જુલાઇ અને આગસ્ટમા વૃષ્ટિ થાય છે

નેપાલમા અનેક જાતિના મનુષ્યો વસે છે જેમાં ભોટિયા, મગર, ગુરુંગ, નેવાર, કિરાતી, લેપચા અને લીમ્બૂ મુખ્ય છે ભૂટાન તરફ બહુ ઉંચી જગ્યાઓમા ભોટિયા લોકો વસે છે એ લોકો તિબેટી ભાષા બોલે છે. તેઓના લુગડા લત્તા, ચાલ ઢાલ, રીત રિવાજ અને ચેહરો મ્હોરો તિબેટી લોકોથી મળે છે નેપાલના વચ્ચે પશ્ચિમ ભણી કમ ઉંચી પહાડીઓ પર મગર અને અધિક ઉંચી ટૂકો ઉપર ગુરુંગ જાતિના લોકોનો નિવાસ છે નેવાર લોકો ખાસ નેપાલની ગુફા અને કિરાતી તથા લિમ્બૂ નેપાલની પૂર્વે વસે છે લેપચા જાતિવાળા લોકો સિકમની નિકટસ્થ ટેકરીઓ પર રહે છે એ બધાઓની મંગોલીયન શાખાના મનુષ્યોમાં ગણના છે, એટલે મંગોલિયામા રહેનારાઓ સાથે તે લોકોની શકલ સુરત મળતી આવે છે એ ઉપરાન્ત નેપાલમા એક બીજી જાતિના લોકો વસે છે જેઓ પાર્વતીય અથવા પર્વતીયા કહેવાય છે. તેરમી સદીમા હિન્દુસ્તાનથી નાશીને જે લોકો નેપાલ ચાલ્યા ગયા હતા, તેઓના અને પહાડી સ્ત્રીઓના સમાગમથી એ લોકોની ઉત્પત્તિ થઇ છે. પણ ગુરુંગ અને પર્વતિયા જાતિવાળાના સમુદાયનુ નામ ગોર્ખા અથવા ગોર્ખાલી છે, એવુ મત બંગાળાના ભૂત પૂર્વ લેફ્ટનન્ટ ગવર્નર રિચર્ડ ટેમ્પલનું છે. એઓએ એક પુસ્તક પ્રકટ કર્યુ છે. તેમા પોતાનું આ મત લખ્યુ છે. નેપાલમાં કાઠમાણ્ડુથી ૪૦ માઇલ પશ્ચિમ ભણી ગોર્ખા નામનું એક નગર છે. એ એ ઉપરથી ગોર્ખા લોકોનુ નામ પડ્યુ છે. નેપાલની દરી ( ગુફા ) મા જે લોકો વસે છે તેમા નેવાર જાતિની સખ્યા બહુથી વિશેષ છે. પ્રથમ નેપાલમા એ લોકોનૂ પ્રભુત્વ હતું ઇ સ ૧૭૬૮ ના લગભગમા ગુર્ખા લોકોએ નેપાલમા પોતાનુ રાજ્ય સ્થાપિત કર્યું.

ચેપાંગ, કુસૂંદા અને અવાલિયા લોકો પણ નેપાલનાં ઉંડાં જંગલો અને પહાડની તળેટીઓમાં રહે છે. એજ લોકો ત્યાંના પ્રાચીન નિવાસીઓ છે, હિન્દુસ્તાનનાં કોળી નાળી ભીલ અને સોંતાલ લોકો પ્રમાણે એ લોક પણ અસભ્ય અને જંગલી છે.

નેપાલીઓમાં પ્રથમ ગોત્ર કે કુળના ભેદાભેદ ન હતા પણ જ્યારથી હિન્દુસ્તાનીઓએ નેપાલમાં પ્રવેશ કર્યો અને ધીરેધીરે પર્વતિયા જાતિની ઉત્પત્તિ થઇ, ત્યારથી ત્યાં પણ સ્પર્શાસ્પર્શની પ્રથા પ્રચલિત થઇ. પર્વતિયા લોકોમાં થાપા, બિસનાયત, ભન્ડારી, અધિકારી, કારકી અને દાની ઇત્યાદિ કુલભેદ પ્રચલિત છે. એ લોકોની સંગતથી મગર લોકોમાં પણ રાના અને થાપા આદિ તડાં પડી ગયાં છે. ગુરુંગ જાતિમાં હજુ સુધી આ ભેદભાવે પ્રવેશ કર્યો નથી.

ગોર્ખા લોકો પર્વતિયા ભાષા બોલે છે. એ સંસ્કૃતમાંથી નીકળી છે. જ્યારથી હિંદુસ્તાનીઓનો નેપાલમાં પગ પેસારો થયો ત્યારથી એ ભાષાનું બીજ રોપાયું છે. નેપાલના પ્રાચીન અધિપતિ નેવાર લોકો બીજીજ ભાષા બોલે છે, એનું નામ નેવાર ભાષા છે. અન્યાન્ય જાતિઓના લોકોમાંથી કેટલાકો તીબેટી અને કેટલાકો સિકમ તથા ભુટાનની ભાષા બોલે છે.

ગોર્ખા લોકો હિન્દુધર્મના અનુયાયી છે. નેવાર લોકોમાં કંઇ હિન્દુ છે અને કેટલાક બૌદ્ધ. જે લોક હિન્દુ છે તે લોક શૈવમાર્ગી નેવાર કહેવાય છે અને બૌધ્ધ છે તે તે નામે ઓળખાય છે; પણ સત્ય તો એ છે કે બૌધ્ધ નેવારોના ધર્મનું ઠેકાણું નથી. તેઓ હિન્દુઓના દેવી દેવતાઓને પણ પૂજે છે અને બૌદ્ધને પણ. લિમ્બૂ, કિરાતી, બોટિયા અને લેપચા પણ બૌધ્ધ છે. નેપાલમાં વ્યાપાર, કારીગરી અને ખેતી- પ્રાયઃ નેવાર લોકોના હાથમાં છે.

નેપાલમાં સાધારણ મનુષ્યોનું ભોજન ચોખા અને શાક ભાજી છે. જે સમર્થ છે તેઓ માંસ પણ ખાય છે. હરણ અને જંગલી સૂઅર

પણ ખાય છે નેવાર અને ગુરુંગ જાતિવાળા જો સને પણ નથી છોડતા. આપડા દેશ પેઠે ત્યાંના લોકો પણ એકથી વધુ વિવાહ કરે છે. પૈસાવાળાઓ નો ગોખથી એક કરતાં વધુ સ્ત્રીઓ કરે છે. છતાં વિધવા વિવાહ નિષેધ છે । નેપાલમાં હજીસુધી સતી થવાની પ્રથા છે. જ્યારે નેપાલના પ્રધાનમંત્રી જંગબહાદુરનું મરણ થયું ત્યારે તેમની રાણી પોતાના પતિનું મૃત શરીર લઈ સાથે બળી મુઇ હતી. ગોર્ખા લોકોમાં વ્યભીચાર બહુ નિષિદ્ધ છે વ્યભીચારમા પકડાનાર સ્ત્રી પુરૂષ ઉભયને કઠણમાં કઠણ દંડ દેવામાં આવે છે. પણ નેવાર લોકોમાં વિવાહ બંધન કે વ્યભીચાર આદિનો એટલો કડક વિચાર નથી, કેટલાકોનુ મત એવું છે કે, નેવાર જાતિની સ્ત્રીઓ કદી વિધવા થતીજ નથી, સદા સવાસણ રહે છે.

નેપાલની સેનામાં પર્વતિયા, ગુરુંગ અને મગર લોકોનેજ વિશેષ કરીને જોડે છે. પણ આ દેશની અંગ્રેજી ગોર્ખા પલટણમા બધી જાતિના લોકોને રાખે છે અને તે બધાજ ગોર્ખા નામથી ઓળખાય છે ગયા એપ્રેલમા જે ભૂકમ્પ થયો હતો તેણે એવી ગોર્ખા જાતિની પલટણના દોઢસો બસો માણુસોનો ઘાણ કહાડી નાખ્યો હતો. એ લોકો બહુ શૂરા હોય છે અંગ્રેજ સરકાર એ લોકથી બહુ પ્રસન્ન છે એટલાજ માટે લાર્ડ કીચનરે સાઠ જેવું ઊપગણુ કરી મરનાર ગોર્ખાઓના કુટુમ્બીઓને સહાયતા કરી છે જનરલ સેલહિલ ગોર્ખા પલટણ સાથે બહુ દહાડા રહ્યા છે તેઓનુ કથન છે કે ગોર્ખા લોકો બહુ બહાદુર, શ્રમસહિષ્ણુ, આજ્ઞાધારી, સ્વચ્છહૃદયના, સ્વતંત્ર વિચારોવાળા અને આત્માવલમ્બી હોય છે. તેઓ પોતાના દેશમાં બીજી જાત વાળાઓને પેસતા જોઇ બહુ દ્વેષ કરે છે. તેઓ પોતાની સ્ત્રીઓને બહુ સારી રીતે રાખે છે. એથીજ સ્ત્રીઓ પણ તેમની સેવા સારી કરે છે ગોર્ખાઓની સ્મરણશક્તિ કંઇક મંદ હોય છે. કવાયદ, પરેડ આદિ શીખતા વિશેષ વખત લે છે જ્યારે એ લોકની સૈન્યમા ભરતી થાય છે, ત્યારે બહુ મેલાઘેલા હોય છે એથી પ્રથમ એમને સ્વચ્છતા શીખવવી પડે છે

જુવારું રમવાનો ચસ્કો એ લોકોને અસીમ હોય છે. પાયદલ લશ્કરમાં પહાડોપર ચડી જવામાં એમના જેટલી ચાલાકી અન્ય લોકોમાં જોવામાં આવતી નથી. એમનું સ્વદેશી શસ્ત્ર કુકડી નામનુંજ હોય છે.

નેપાલમાં અદ્યાપિ ગુલામી ધંધાનો ચાલ છે, ત્યાંના સમર્થ લોકોને ત્યાં ઘણાખરા ગુલામો હોય છે, ગુલામોનું મુલ્ય આશરે ૧૫૦ સુધી હોય છે ને સ્ત્રીઓ (ગુલામડી) ની કીમત કંઈ વિશેષ હોય છે. સાંભળવા મેજે ગુલામડીઓની ચાલચલણ કંઇ સારી હોતી નથી. સ્વામીઓ પોતાના ગુલામો પ્રત્યે સારો વર્ત્તાવ રાખે છે.

શિક્ષાપ્રબંધ પ્રજાને લાભકારી થાય તેવો નથી. કોઇ સ્કુલ કે કોલેજ નથી. ધનવાનો પોતાના પુત્રને ઘરમાં શિક્ષક રાખીને ભણાવે છે. નેપાલથી વિદ્યાર્થીઓ અહીં ભણવા આવે છે. નેપાલમાં ભાષા સાહિત્યનો પૂરો અભાવ છે, પણ સંસ્કૃતના અલભ્ય ગ્રંથો ત્યાં અનંત પ્રસ્તુત છે. કાઠમાણ્ડુમાં જે રાજકીય પુસ્તકાલય છે તેની ગહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી બહુ પ્રશંસા કરે છે. અંગ્રેજ અને હિન્દુસ્તાની ઘણાક વિદ્વાનોએ મહિનાઓ સુધી બેસીને ત્યાંનું સૂચિપત્ર ઘડવા માંડયું હતું પણ પૂરૂં ન કરી શકયા, જે સૂચિપત્ર આજપર્યંત લખાયું છે તેમાં હજારો પુસ્તકો એવાં છે કે જે બધે મળવાં કઠણ છે. અનેક એવાં છે કે જેનાં નામ પણ સાંભળવામાં આવ્યાં નહોતાં. યુદ્ધવિદ્યા, પશુચિકિત્સાવિદ્યા અને ગૃહનિર્માણ વિદ્યાપર અનેક ગ્રંથો લખાયેલા ત્યાં મોજુદ છે.

નેપાલની મનુષ્ય સંખ્યા જોઇએ તેવી રીતે જણાતી નથી. નેપાલવાળાઓનું કથન છે કે ત્યાં બાવન લાખ માણસની વસ્તી છે. પણ વિદેશી યાત્રિઓનું એવું મત છે કે ત્યાં એટલી વસ્તી નથી.

કાઠમાણ્ડુ, બાગમતી અને વિષ્ણુમતી નદીના સંગમપર વસેલું છે. ત્યાં ૫૦,૦૦૦ માણસની વસ્તી છે, ઘરો ઉંચાંઉંચાં બહુ માળવાળાં છે. માહારાજાધિરાજનું રાજભુવન નગરના વચ્ચોવચ છે, ત્યાં એક

સારી સડક નથી નગરમાં સ્વચ્છતા કોઇ પણ પ્રકારની નથી. ત્યા ગલીએ ગલીમા મ દિરો વધારે છે મ દિરોમાં બતક અને બે સોનુ બલિદાન દેવાય છે એક મ દિર તલેજુ નામનું બહુ પ્રસિદ્ધ છે કાઠમાણ્ડુમા ટોલ નામનુ ચૌટુ પણ બહુ સુપ્રસિદ્ધ છે વળી એક મહાકાલીનુ પ્રાચીન મ દિર અને રાની પોખરી નામનુ તળાવ પણ અવલોકનીય છે ( પોખરી એટલે તળાવડી આ શબ્દ હિન્દી ગ્રામ્ય ભાષામા પણ વપરાતો છે )

પાટન અથવા લલિત પાટન નામક નગર કાઠમાણ્ડુથી બે ત્રણ માઇલને છેટે છે એ બહુ પ્રાચીન નગર છે એની વસ્તી ૬૦,૦૦૦ માણસની છે આ લલિત પાટન પૂર્વે પરમોત્તમ હતુ, પણ જ્યારે ગોર્ખા લોકોએ નેપાલનુ રાજતત્ર નેવાર લોકો પાસેથી પડાવી લીધુ ત્યારે તેમણે આ નગરને છિન્નભિન્ન કરી નાખ્યુ. આ ગામમા પણ અનેક મ દિરો છે. તેમજ બૌદ્ધ લોકોના ચૈતન્ય અને વિહાર પણ ઘણા છે મત્સ્યેન્દ્રનાથ અને મહા બૌદ્ધના બહુ પ્રાચીન મંદિરો પણ અહીજ છે અહી એક દરબાર નામી ઇમારત બહુ જાણીતી અને જોવા જોગી છે

કીર્તિપૂર એક નાનકડો કસબો છે, જેમાં છએક હજાર માણસની વસ્તી છે. ગુર્ખા લોકોએ રાજ્ય લેતી વેળા એને અસાધારણ રીતે અસ્તાવ્યસ્ત કરી નાખ્યુ હતુ ત્યાંથી અત્યાર સુધી તેની દશા જેવીને તેવીછે. કીર્તિપૂરમા ભૈરવ અને ગણેશના મ દિરો અવલોકનીય છે

ભટગાંવ કાઠમણ્ડુથી સાત માઈલને છેટે છે, જેમાં લગભગ ૫૦,૦૦૦ માણસની વસ્તી છે નેપાલના બધા નગરો કરતા ભટગાવની વસ્તી બહુ સુશોભિત છે. સ્વચ્છતા પણ સારી છે. ભટગાવનુ દરબાર નામનુ મકાન બહુ વિસ્તીર્ણ હતુ, અને તે હજુ પણ જોવા જોગ છે એમાં એક વિશાળ દરવાજો છે, જેને લોકો સોનેરી દરવાજાને નામે ઓળખે છે. આ દરવાજો અતિ પ્રસિધ્ધ છે. આ દરવાજાની શિલ્પકારીગ

રીની ફરગ્યૂસન સાહેબ બહુ પ્રશંસા કરેછે. ભૈરવ અને ગણેશનાં અહીં પણ સારાં અને ઘણાં મંદિરો છે. નેપાળમાં ગોર્ખા પણ એક પ્રખ્યાત નગર છે, પણ હવે તેની ઉતરતી કળા છે. જે વેળા ગોર્ખાઓનું એ પ્રધાન નગર હતું ત્યારે તેની શોભા નિરાળીજ હતી. આ નગરમાં જાણવા કે જોવા જોગી કોઇ ઇમારત નથી. હાલમાં ત્યાં ૧૦,૦૦૦ માણસનો નિવાસ છે.

કાઠમાણ્ડૂથી ત્રણ માલને છેટે પશુપતિ નગર નામનો એક કસ્બો છે, જે વાગ્મતી નામની નદીના તીરે વસેલો છે. અહીં પશુપતિનાથનું વિખ્યાત મંદિર છે અને તે મંદિર બહુ વિશાળ છે. ત્યાં કોઇ યૂરોપીયન સાહેબને જવા દેવામાં આવતા નથી. પશુપતિનગર નેપાલી લોકો માટે કાશીક્ષેત્ર જેવું પૂજ્ય છે. મરવા માટે લોકો જઇ ત્યાં રહેવું પસંદ કરે છે. નેપાલની વાર્ષિક આવક એક કરોડ રૂપિયાની છે. પણ સર રિચર્ડ ટેપમ્લ સાહેબ માનતા નથી. તેઓ કહે છે કે એટલી આવક નથી. નેપાલમાં ૨૦,૦૦૦ માણસનું સૈન્ય સદૈવ તત્પર હોય છે. તે કેટલાક વિભાગમાં વહેંચાયલું છે. પણ નેપાલ એક એવો દેશ છે કે જ્યાંનો પ્રત્યેક મનુષ્ય શસ્ત્ર ધારણ કરી લડવા તૈયાર થાય તેમ છે. તે લોકોને અમુક સમય સુધી યુદ્ધકળા શીખવવામાં આવે છે, અને આવશ્યક સમય પર તે બધાઓ પોતાના દેશના ઉદ્ધાર માટે લડવા બંધાયેલા છે. આવશ્યકતા પડે તો નેપાલમાંથી સિત્તેર કે એંસી હજાર માણસનું દલ તૈયાર થઇ શકે છે. સૈન્યને અંગ્રેજી રીતિ પ્રમાણે કવાયદ શીખવવામાં આવે છે. બધાંને એક વિશેષ પ્રકારની વર્દી પેહરવી પડે છે. સિપાહીઓ માથે ફેંટો બાંધે છે. ઉપરીઓના ફેંટાઓ પર સુન્દર નંગજડિત કલગીઓ અને પંખીઓની પાંખોનાં પીછાં લગાડેલાં હોય છે. સૈનિક સરદારોનો પોશાક બહુ ઉંચા પ્રકારનો હોય છે. નેપાલમાં મેગજીન, શસ્ત્રાલય અને તોપખાનાંઓ પણ છે. કેટલાકો પાસે અંગ્રેજી અને કેટલાકો પાસે દેશી અસ્ત્રશસ્ત્રો છે, પણ તેમાંનું કુકડી નામનું હથિયાર તો પ્રત્યેક વ્યક્તિ પાસે જોવામાં આવે છે. એનફિલ્ડ રાઇફલના નમૂનાની બંદૂકો

પણ નેપાલમાં બને છે નેપાલી સૈન્ય કવાયદ, પરેડમાં બહુ કુશળ છે તેમની બહાદુરીનુ તો પૂછવુ જ શુ ? ગોર્ખા નામથી કોઇ અપરિચિત નથી નેપાલમાં રિસાલો સારો નથી પણ હાથી ઘણા છે. અન્યાન્ય સભ્ય દેશોએ નવનવાં અસ્ત્રશસ્ત્રો બનાવીને યુદ્ધ વિદ્યાની ઉન્નતિ માટે અનેક પ્રયત્નો કર્યા છે, પણ નેપાલ એ વિષયમા સૌથી પાછળ છે એટલે યુરોપ જેવા કળાકુશળ દેશ સામે નેપાલી સૈન્ય વધુવાર ટકી શકે એમ નથી સર રીચર્ડ ટેમ્પલ પોતાના પુસ્તકમા લખે છે કે આ વાત યાદ રાખવા જેવી છે.

નેપાલમા એક અગ્રેજી દૂત રહે છે, તેને રેસીડન્ટ કહે છે તેના દ્વારા નેપાલ રાજ્ય અને હિન્દુસ્તાનની ગવર્મેન્ટમા આવશ્યકતાનુસાર કાગળપત્રનો વ્યવહાર ચાલેછે, પશ્ચિમીય વેપાર વણજનો રક્ષક ત્યા એજ છે. રેસીડેન્ટનુ ત્યા સારૂ માનપાન છે. હવે તેમને માન આપવા માટે મહારાજાધિરાજ ઉભા થાય છે ગયા એપ્રેલ મહિનામા ત્યાં એક દરબાર ભરાયો હતો તેમા નેપાલ નરેશે ગાદી ઉપરથી નીચે ઉતરીને રેસીડેન્ટ સાહેબને માન આપ્યુ હતુ. નેપાલ નરેશ મહારાજાધિરાજ કહેવાય છે અને તેમના મત્રી મહારાજ કહેવાય છે. ત્યા ખરૂં જોતા રાજા મત્રીજ હોય છે, તે જે ચાહે છે તે કરે છે.

નેપાલ રાજ્ય બહુ જૂનુ છે ત્યા કળિયુગમાં જે રાજા પ્રથમ થયા છે તેમનો પત્તો પુસ્તકોમાથી લાગે છે પ્રથમ ત્યા નેવાર જાતિનું રાજ્ય હતુ. નેપાલની દરીમા પ્રથમ એજ જાતિના ચાર નાના રાજાઓ રાજ્યકર્તા હતા. તેમની રાજધાનીઓ કાઠમાણ્ડૂ, પાટણ, કીર્ત્તિપુર અને ભટગાવમાં હતી, બધા નગરો એકેકથી ત્રણત્રણ ચારચાર માઇલને છેટે છે. કેવળ ભટગાંવ કાઠમાણ્ડૂથી સાત માઇલ આઘુ છે. તેરમી સદીમા મુસલમાનોના અત્યાચારથી કટાળી ઉદેપુરના રાજકુળના કેટલાક ક્ષત્રિયો પોતાના સહચરો સહિત કમાઉ ભણી નીકળી ગયા હતા લગલગ ત્રણસે વર્ષ સુધી એ લોકોની સન્તતિ ત્યા વસતિ કરીને રહી અને ધીમે ધીમે નેપાલ તરફ આગળ વધતી રહી હતી સોળમા

શતકમાં દ્રવ્યશાહનામક એક મહાપ્રતાપી પુરુષ થયો તેણે ગોર્ખા નગર તેના રાજા પાસેથી છીનવી લીધું અને પોતે ત્યાંનો રાજા થઇ બેઠો. એ સમયથીજ ગોર્ખા રાજાઓના રાજ્યનો નાશ થયો. અઢારમી સદીના પાછલા ભાગમાં પૃથ્વીનારાયણસિંહને ગોર્ખાની ગાદી મળી. કેટલાક દિવસ પછી પાટણ, કાઠમાણ્ડૂ અને ભટગાંવના નેવાર રાજાઓમાં પરસ્પર વિરોધ થયો. એથી ભટગાંવના રાજા રણજિતમલ્લે પૃથ્વીનારાયણસિંહ પાસેથી સહાયતા માગી. એ સહાયતાનું એ ફળ થયું કે, ત્રણચાર વર્ષમાં પૃથ્વીનારાયણસિંહે યુદ્ધ કરીને કુટિલનીતિના અવલંબનથી શત્રુઓમાં પરસ્પર દ્વેશભાવ ઉત્પન્ન કરાવી નેપાલના ચારે રાજ્યોને પાયમાલ કરી નાંખ્યાં. એવી રીતે માર્ગને નિષ્કંટક બનાવીને તેણે નેપાલનું સ્વામિત્વ પોતે ધારણ કર્યું અને ગોર્ખાને છોડી કાઠમાણ્ડૂને પોતાની રાજધાનીનું નગર બનાવ્યું, ત્યારથી નેવાર જાતિના અધિકારની સમાપ્તિ થઇ ગઇ અને ગોર્ખા લોકો નેપાલના રાજા થયા. એજ ગોર્ખાઓના વંશજો આજે પણ ત્યાં રાજ્ય ભોગવ્યા કરે છે. ઇ. સ. ૧૭૬૮ માં પૃથ્વીનારાયણસિંહને નેપાલની ગાદી મળી, તે સમયથી ઇ. સ. ૧૮૪૭ સુધીમાં નેપાલમાં આટલા રાજાઓ થએલા છે;—પૃથ્વીનારાયણશાહ, પ્રતાપસિંહશાહ, રણબહાદુરશાહ, ગીર્વાણયુદ્ધવિક્રમશાહ, રાજેન્દ્રવિક્રમશાહ અને સુરેન્દ્રવિક્રમશાહ.

પૃથ્વીનારાયણશાહે ધીમે ધીમે કિરાતી અને લિમ્બુ લોકોનું રાજ્ય પણ છીનવી લીધું અને રણબહાદુરશાહે નેપાલના રાજ્યને કમાઉં સુધી વધાર્યું. ઇ૦ સ૦ ૧૭૯૨ માં નેપાલવાળાઓએ તિબેટપર ચઢાઇ કરી પરંતુ ચીનવાળાઓએ તેમને ત્યાંથી મારીને પાછા નસાડ્યા. એ ચઢાઈમાં એમને ઘણીજ હાનિ સહેવી પડી અને અનેક વિપત્તિઓમાં પડવું પડયું. એજ સમયથી નેપાલવાળાઓ ચીનને કર આપવા લાગ્યા અને તે કર આજ સુધી પણ એમને આપવો પડે છે. એ ચઢાઇના સમયમાં તિબેટવાળાઓએ પણ અંગ્રેજો પાસેથી મદદ માગી હતી, અને નેપાલવાળા-

ઓએ પણ માગી હતી પરંતુ ઇસ્ટઇંડિયા કંપનીએ કોઇને પણ મદદ આપી નહોતી ને તેણે એ બેમાંથી કોઇને પણ સહાયતા આપી હોત, તો આજે નેપાલ અને તિબ્બેટની દશા કાંઇ બીજીજ થઇ ગઇ હોત નેપાલના રાજસિંહાસન માટે અનેકવાર કાપાકાપી થઈ ચૂકી છે ખરૂં પૂછો તો મંત્રીજ ત્યાંનો ખરો રાજા છે એટલે મન્ત્રીપદ મેળવવા માટે આજ સુધીમા અગણિત ખૂનો અને બીજા અનર્થો થઇ ચૂક્યા છે અને અનેક લોકોને પોતાના દેશને ત્યાગી હિંદુસ્તાનમાં ન્હાસી આવવું પડ્યું છે

ગીર્વાણયુદ્ધવિક્રમશાહના સમયમા ગોર્ખા લોકોએ પાછો નેપાલની સીમાને વધારવાના યત્નો આરંભ કર્યો હતો. પશ્ચિમમા તેઓ કાગડા સુધી પહોચી ગયા અને પૂર્વમા સિકમ સુધી વધ્યા હતા તેમણે અંગ્રેજી રાજ્યપર પણ ચઢાઇ કરી હતી–એનું પરિણામ એ આવ્યું કે, ઇ૦ સ૦ ૧૮૧૪ મા નેપાલ નરેશ અને અંગ્રેજોનુ યુદ્ધ થયું એ યુદ્ધમા અંગ્રેજોને પહેલા તો ઘણીજ તકલીફ ઉઠાવવી પડી તેમના સૈનિકોનો ઘણોજ નાશ ગયો અને તેમના મોટા મોટા અધિકારીઓ પણ માર્યા ગયા, પણ પાછળથી તેમને જય મળવા માડયો અને અંગ્રેજોનો જેટલો દેશ નેપાલવાળાઓએ જીતી લીધો હતો, તેમાથી ઘણો ભાગ તેમણે પાછો અંગ્રેજોને આપી દીધો નેપાલ સાથે અંગ્રેજોની પહેલા બે ત્રણવાર સલાહ થએલી હતી પણ તે નામ માત્રનીજ હતી જ્યારે નેપાલ અને અંગ્રેજોની લડાઇ થઇ, ત્યારે નેપાલવાળાઓને અંગ્રેજોના પરાક્રમ અને બળની સારી જાણ થઇ ગઇ, તેથી ઇ૦ સ૦ ૧૮૧૬ મા ચોથીવાર પાછી સલ્લાહ કરવામા આવી. એ સલ્લાહનું નામ સિંગોલીની સલાહ છે. એ વખતથી અંગ્રેજી ગવર્નમેન્ટના તરફથી એક રેસીડેન્ટ મુસ્તકિલ રીતે કાઠમાણ્ડૂમા રહેવા લાગ્યો છે એ સમયમા નેપાલ નરેશનો મંત્રી જનરલ ભીમસેન થાપા હતો એણે ૨૫ વર્ષ સુધી રાજ્યકાર્યભાર ચલાવ્યો. ઇ૦ સ૦ ૧૮૩૭ મા એણે રાજાના એક નાના પુત્રને વિષ દેવાના અપરાધ માટે અપરાધી ઠરાવીને કેદ કરવામા આવ્યો અને કા-

રાગૃહમાં તેણે આત્મહત્યાથી પોતાનું મરણ નિપજાવ્યું. સાંભળવા પ્રમાણે એ મંત્રીના મૃત શરીરની ઘણીજ દુર્દશા કરવામાં આવી હતી.

ભીમસેન થાપાના મરણ પછી કાળા પાંડેને નેપાલ રાજ્યનું મંત્રી પદ મળ્યું. એનો રાજ્ય પ્રબંધ જોઇએ તેવો સારો હતો નહિ. ઇ૦ સ૦ ૧૮૪૩ માં એને માતબરસિંહ નામના એક યોદ્ધાએ મારી નાખ્યો અને તે પોતે મંત્રી થયો. પરંતુ માત્ર એજ વર્ષમાં એનું પણ કામ તમામ કરી નાખવામાં આવ્યું. એ રાજાને મળવા ગયો હતો, ત્યાંજ કોઇએ તેનાપર ગોળી ચલાવી દીધી. કેટલાકોનું એમ પણ કહેવું છે કે, એ ગોળી રાજાએ પોતે ચલાવી હતી અને કેટલાકોના કહેવા પ્રમાણે જંગ બહાદુરે ગોળીબાર કર્યો હતો.

જંગબહાદુર એક ઘણો હુશિયાર અને સાહસી યુવાન હતો. એ વેળાએ તે ફોજમાં કર્નલના પદપર હતો. માતબરસિંહના મૃત્યુ પછી રાજ્યની લગામ એના હાથમાં આવી ખરી-પણ નામનું મંત્રીપદ એને મળી ન શક્યું. ગગનસિંહ નામનો એક પુરૂષ મંત્રી થયો. પરંતુ માત્ર એકજ વર્ષ પછી તેના જીવનની પણ ઇતિશ્રી થઇ ગઇ. ઇ૦ સ૦ ૧૮૪૬ ના સપ્ટેમ્બર માસની ૧૪ મી તારીખે સંધ્યાકાળે એ બીના બની. નેપાલની મહારાણીની એનાપર ઘણીજ કૃપા હતી એટલા માટે એના ખૂન કરનારનો પત્તો લગાવવા માટે બધા સરદારોને રાજમહેલમાં બોલાવવામાં આવ્યા. ત્યાં જંગબહાદુર પણ હાજર હતો. વાતવાતમાં ઝગડો થયો અને ગોળીઓ ચાલવા લાગી-થોડીજ વારમાં નેપાલના ૩૧ સરદારો અને લગભગ ૧૦૦ બીજા મનુષ્યો રાજમહેલના અંદરના ભાગમાં મરણ શરણ થઇ ગયા. લોહીની નદી વહેવા માંડી. રાજા અને રાણી બ્હીને કાશીમાં ન્હાસી આવ્યાં. જંગબહાદુરને માટે માર્ગ નિષ્કંટક થઇ ગયો. અર્થાત્ તે નિર્ભયતાથી મંત્રીપદનો અધિકાર લઇને બેઠો અને સુરેન્દ્રવિક્રમશાહને તેણે રાજા બનાવ્યો.

જંગબહાદુરના પૂર્વજોએ નેપાલમાં સારાંસારાં કામો કરેલાં હતાં. એ એક પ્રખ્યાત અને નામાંકિત વંશનો પુરૂષ હતો. અર્થાત્ રાજ્યનો

એણે ઘણોજ સારો પ્રબન્ધ કર્યો. એના પુત્ર પુત્રીઓની સખ્યા લગભગ ૧૦૦ ની હતી, અને તેમના શરીર બળ ઘો રાજ્યના મુખ્ય મુખ્ય અધિકારીઓ અને મહારાજાધિરાજને પોતાને ત્યા કરીને જગબહાદુરે સમસ્ત રાજ્યચક્ર અને અધિકારીચક્રને પોતાના હાથમા કરી લીધું હતુ. એણે પોતાની એક કન્યાનો વિવાહ નેપાલના યુવરાજ સાથે પણ કરી આપ્યો હતો ઇ૦ સ૦ ૧૮૫૦ મા જગબહાદુર ઈંગ્લડ ગયો હતો, ત્યાં એનુ ઘણુ જ સારૂ માન સન્માન થયુ હતુ. ઈંગ્લંડમા અગ્રેજોની સભ્યતાનુ એણે ધ્યાનથી અવલોકન કર્યું અને અગ્રેજોના પ્રચડ પ્રતાપનો પણ સારી રીતે અનુભવ કર્યો, એનુ પરિણામ એ થયુ કે, નેપાલમા જ્યારે તે પાછો આવ્યો, ત્યારે તેણે પોતાના દેશના કાયદાઓમાં ઘણોજ ફેરફાર કરી નાખ્યો એણે હાથ પગ વગેરે કાપી નાખવાની શિક્ષાને કાઢી નાખી અને સતિ થવાની રીતિમા પણ કેટલીક અડચણો નાખી દીધી સૈન્યમા પણ જોઈતો સુધારો કરવામા આવ્યો, સારાશ કે જગબહાદુરે પોતાની પ્રજા અને દેશનુ કલ્યાણ તેને જોવામા આવ્યું તે પ્રયત્ન કરવામા કાંઇ પણ બાકી રાખ્યુ નહિ વિલાયતથી પાછો ફર્યો ત્યારે લોકોએ તેનાપર એ દોષ લગાવ્યો કે, સમુદ્રપાર જવાથી તે ધર્મહીન થઈ ગયો, માટે હવે એ મત્રીપદને યોગ્ય નથી એ દોષારોપણ કરવાવાળાઓમાં જગબહાદુરના બે ભાઇઓ પણ હતા-એક સગો ભાઇ અને બીજો પિતરાઇ, એમા વળી મહારાજાધિરાજનો એક ભાઇ પણ સામેલ હતો. એ લોકોને નેપાલમાથી કાઢી મૂકવામા આવ્યા-અને તેથી તેઓ અલ્લાહબાદમા આવીને વસવા લાગ્યા પાછળથી ઇ૦ સ૦ ૧૮૫૩ મા તેમને નેપાલમા જવાની આજ્ઞા મળી ઇ૦ સ૦ ૧૮૫૭ ના બળવાના સમયમા જગબહાદુરે એક મોટી ફોજ મોકલી ને અગ્રેજી રાજ્યને ઘણીજ મદદ આપી હતી એના બદલામાં અગ્રેજોએ તરાઇનો એક ભાગ નેપાલને આપી દીધો અને જગબહાદુરને જી. સી. બી. ની પદવીથી વિભૂષિત કર્યો. ઇ૦ સ૦ ૧૮૭૩ માં એને વળી બીજી જી. સી. એસ આઇ. ની પદવી પણ મળી, ઇ૦ સ૦

૧૮૭૭ માં જંગબહાદુરનો સ્વર્ગવાસ થયો. પોતાના સમય સુધીમાં જેનું સ્વાભાવિક મરણ થયું હોય, એવો મંત્રી એકલો જંગબહાદુરજ થયો હતો. મહારાજ જંગબહાદુરના મોટા પુત્ર પ્રસ્તુત સમયે પ્રયાગ (અલ્લાહબાદ) માં નિવાસ કરીને રહેલા છે.

ઇ૦ સ૦ ૧૮૭૫ માં રાજરાજેશ્વર સપ્તમ એડવર્ડ (તે સમયના પ્રિન્સ ઑફ વેલ્સ) જ્યારે ભારતવર્ષના પ્રવાસે આવ્યા હતા-ત્યારે નેપાલની સીમામાં તેમણે શિકારનો આનન્દ લીધો હતો. શિકારનો બધો પ્રબન્ધ મહારાજ જંગબહાદુરે પોતે કરી આપ્યો હતો. તે પ્રીન્સ ઑફ વેલ્સને મળવાને આવ્યો હતો, અને તેના આતિથ્યથી પ્રિન્સને ઘણોજ સંતોષ થયો હતો.

મહારાજ જંગબહાદુરનો શંખેલામા નામના એક યોગીમાં ઘણોજ પ્રેમ હતો. એ યોગીને બજ્રોલી મુદ્રા સિદ્ધ હતી, તે પોતાના શિશ્નથી શંખ વગાડી શકતો હતો, અને તેજ માર્ગથી એક વાટકો ભરીને દૂધનું પણ શોષણ કરી શકતો હતો.

ઇ૦ સ૦ ૧૮૮૫ માં નેપાલના સરદાર સમુદાયમાં પાછો વિદ્રોહ થયો. એ વિદ્રોહમાં એ સમયના મંત્રી અને જંગબહાદુરના એક પુત્ર તથા એક પૌત્રના પ્રાણની હાનિ થઇ. વીર શમશેરજંગ રાણો તે એ વિદ્રોહનો ઉત્પાદક હતો. બીજાના શિરચ્છેદ કરવામાં પોતાના પરાક્રમનું વિદ્રોઅદ્વિતીય દર્શન કરાવીને તેણે મંત્રીનું આસન પચાવી પાડ્યું ત્યારથી તે નેપાલનો કર્ત્તાહર્ત્તા થએલો છે. એને કે. સી. એસ. આઇ. નો ઇલકાબ પણ મળેલો છે.

નેપાલના વર્તમાન ભૂપાલ મહારાજાધિરાજ અને મંત્રી બન્ને બહુ યોગ્ય પુરૂષો છે, ગયા વર્ષમાં તિબેટ મિશનને નેપાલમાંથી ઘણીજ સારી મદદ મળી હતી. એનો બદલો વાળવાનેજ ગવ્હર્નમેન્ટે નેપાલના મંત્રીને જી. સી. એસ. આઇ. ના ઉપાધિથી અલંકૃત કરેલો છે. ઇ૦ સ૦ ૧૯૦૫ ના એપ્રિલ માસની ૨૬ મી તારીખે કાઠમાણ્ડૂમાં એક દર-

બાર ભરવામા આવ્યો હતો, અને તે દરબારમા મહારાજ ચંદ્રશમશેર જંગ રાણા બહાદુરને રેસીડેન્ટ સાહબે એ પદ્દિનુ સૂચક પદક (ચાંદ) આપ્યુ હતુ, એજ રાણા બહાદુર વર્ત્તમાન સમયે નેપાલના મંત્રી છે. દરબારમા મહારાજાધિરાજની પણ પધરામણી થએલી હતી મહારાજાધિરાજે પોતે ઉઠીને રેસીડન્ટ સાહેબને માન આપ્યું હતુ અને એક ભાષણ પણ કર્યું હતુ—એ લિખિત ભાષણ મહારાજાધિરાજના રાજગુરૂએ વાચી સંભળાવ્યું હતુ.

નેપાલના વર્ત્તમાન નરેશ મહારાજાધિરાજ પૃથ્વીનીગ્વીક્રમશમશેર જંગબહાદૂર શાહનો જન્મ ઇ૦ સ૦ ૧૮૭૪ ના ઓગસ્ટ માસની ૮ મી તારીખે થયો હતો અને ઇ૦ સ૦ ૧૮૮૧ ના માર્ચ માસની ૧૭ મી તારીખે તેઓ પોતાના પિતામહના રાજસિંહાસને વિરાજ્યા હતા, એ ભૂપાલ પોતે ઘણાજ સ્વરૂપવાન્ અને ગુણવાન્ છે, અંગ્રેજી પણ તેઓ સારૂં લખી અને બોલી શકે છે, એ મહારાજા જંગબહાદુરના દૌહિત્રછે,

# ઘોર નિદ્રા.



મારા વહાલાઓ, તમે આ અસ્તિત્વ ધારી માર્ગમાં હમણાં પ્રવેશિત થયા છો અને મે અનેક ટપ્પા પૂરા કર્યા છે ઘણી ઘાટીઓ ઓળગી છે. આયુષ્યની લીલોતરીવાળી પૂર્ણ પહાડી પર ચઢી તેની વિલક્ષણતા અને વિસ્મયતાનું વિલોકન કરી થાકથી ઉદાસીન થએલાં પગલા અને નિરાશાથી ભરેલા હૃદય સહિત ઢાળની કોરે ઉતરવા માડયો છું મને વિશેષ શોક એટલા માટે છે કે આયુષ્યના પહાડી પ્રદેશમાં ભ્રમણ કરતી વેળા, જે સહાયક સાહિત્યો મને પ્રકૃતિયે પ્રદાન

કર્યાં હતાં તેનો હું નિજ અજ્ઞાન અને ભાન ભૂલપણાને લીધે, યથા યોગ્ય ઉપયોગ ન કરી શક્યો. પહાડીના પ્રારંભથી લઇને તે શિખર પર્યન્ત પ્રતિ સ્થળે આરામો લેહકી રહ્યા હતા. આશા અને તૃષ્ણાનાં વિવિધ વર્ણ પુષ્પો પ્રત્યેક પાસાં પ્રફુલ્લિત થઇ રહ્યાં હતાં. અને એકેએક ઘાટીઓ આનંદના વૃક્ષોથી આશાના મનોહર ફુલોથી લળી લચી પડતી હતી. ચિત્તાકર્ષક, સુગંધિત અને શીતળતા પૂર્ણ પવન પ્રત્યેક પદાર્થો તથા સ્થાનોને શાન્તિ અને પ્રફુલ્લતા પ્રદાન કરતો હતો. ટુંકમાં સર્વ સ્થળ કલેશહર મોદપ્રદ મંગળમય હતાં. વળી સમસ્ત વટેમાર્ગુઓને માટે યથેચ્છ ભ્રમણ અને યથેષ્ટ વસ્તુને વાપરવાની મુક્ત મને આજ્ઞા હતી, કોઇ પણ પ્રકારની રોક ટોક કે બંધી નહોતી, લાભ લેવાનો આધાર પ્રત્યેક પથિકની બુદ્ધિ અને ઇચ્છા ઉપર હતો. પણ શોક, કે હું આ આનંદદાત્રી ઘાટીઓ પરથી નેત્ર બંધ કરી ચાલ્યો આવ્યો. હું એમજ જાણતો હતો કે આ લીલોતરી અને કુસુમાવલીની અપર્યન્ત આવીજ શોભા અચલ રહેશે. પણ હાયરે, એ મારો ભ્રમ માત્ર હતો. હવે જ્યારે હું આયુના ઉન્નત શિખર ઉપર ચઢી વ્યતિત કરેલી વયના નિમ્ન વિભાગ સામી દૃષ્ટિ કરૂં છું તો શોક અને પશ્ચાતાપ વિના બીજી કોઇ વાત દેખાતી નથી. વયનો જે પરમોત્સાહી ચંચળતા પૂર્ણ લીલોતરી વાળો ભાગ હતો તે તો પૂરો થયો, આગળ જો દૃષ્ટિ દોડાવું છું તો બધી ઘાટીઓ એક કંટકમય વન દેખાય છે. અને એટલી ઉન્નત ચઢાઇ જણાય છે કે જેનો સફળતા સાથે અંત લાવવો એક મહા અગમ વિષય લાગે છે. ભવિષ્યના માર્ગની એક ભયાનક મૂર્તિ અને ભૂત પૂર્વ પંથની મનોહરતા તેમજ તેને અવિચારીપણે મૂકી આવવાના વિચારો મારા મસ્તિષ્ક ને એટલું ગુંચવણમાં નાખી દે છે કે શેષ રહેલી શક્તિનો પણ નાશ થઇ જાય છે.

હે વાહલાઓ નિરાશા મને કેમ પ્રાપ્ત થઇ અને કેમ હું ઇચ્છાનુસાર સંસારમાં કૃતકાર્ય ન થયો ? હાય માત્ર સમયની અમૂલ્યતા ન

ગણુકારવાથી બાલ્યાવસ્થામાં જ્યારે હું કાંઇ કરવા યોગ્ય હતો, જે સમયનો પરિશ્રમ મને ભવિષ્યમાં ફળદાયક હતો તે સમયમા મેં કંઇ ન કર્યું મારા દુર્ભાગ્યવશ કોઇ માર્ગ પ્રદર્શી અથવા કોઇ શુભેચ્છુ એવો ન મળ્યો કે જે મને સરલ માર્ગે દોરે, કોઇ વડિલ કે શિરછત્ર એવો ન સાભ્યો કે જે મારાં કર્તવ્યો અને મારા ધર્મોનું મને ભાન કરાવે. દિગ્દ-ર્શક યંત્રના આશ્રય વિના હું નિજ જીવન નૌકા ખેડતો રહ્યો. એટલે સુધી કે અને તે એક ભયપ્રદ પાષાણ પર ચઢી ગઇ. ભવસાગરની અગાધ સપાટી પર જો દૃષ્ટિ નાખું છું તો શું જોઉં છું ? હા જે લોકોએ બુદ્ધિ માની અને નિયમોના બંધનને વશ રહી કામ લીધું છે, તથા જેણે સમયને એક અપ્રાપ્ય અમૂલ્ય કોષ માની લીધો છે; તેની નૌકા આ સંસાર સમુદ્રની તરંગો પર નિર્ભયપણે નાચી રહી છે.

દીર્ઘ દૃષ્ટિથી જોતાં સંસારની એવી કોઇ વસ્તુ નહતી કે જે પાણીના રેલા પેરે વહી જતાં સમય તેની ઉપયોગિતા અને તેથી લાભ ઉઠાવવાની શિક્ષા ન આપતો હોય. પણ હું જ આંધળો એનું રહસ્ય ન સમજ્યો અનેકાનેક વર્ષ સુધી સૂર્ય પ્રભાતે નિકળી સાંજે આ શ્યામ વર્ણ નભની છત પર પોતાનું નિયમિત ભ્રમણ કરતો પશ્ચિમમાં અસ્ત થયો, પણ હું એમજ આલસ્યથી બેઠો બેઠો તેના ઉદયાસ્તને નિરખતો રહ્યો, તેના નિયમિત આચરણથી કાંઇ બોધ ગ્રહણ ન કર્યો. ચંદ્ર એક-મથી પૂર્ણિમા પર્યંત વધતો ઘટતો પોતાના નિયત સમય પર પ્રકટ થતો રહ્યો પણ મને તેનું ઉદાહરણ લેવું એ ન સુઝયું. વસંત પોતાના કાર્યથી જગતને જાગૃત કરી ગઇ. પણ શોક, હું એ ન સમજ્યો કે તે મારા વયમાંથી એક વર્ષ ન્યુન થવાની સાન કરતી ગઇ. કાળા કાળા નવ નીરદ પોતાની વેળાએ આવ્યા અને વરસી વિખરાઇ ગયા પણ મારૂં હૃદય બોધજળે ન ભીંજ્યુ. વિજળીએ ચંચળતા તથા પ્રકાશથી ચમકી મારાં નેત્રો ઉઘાડવાના પ્રયત્નો કર્યાં, પણ પરમ ખેદ કે મારાં સુના મનને જાગવું ન ગમ્યું. ગર્જનાએ કાનના પટ ફાડી નાખે તેવા શબ્દોથી મરહુ માગ કાનો ઉઘાડવા માટે ઘટતું કર્યું પણ મારા કાન ઉભા ન

થયા. વાયુ વેગી તથા મંદ શીત અને ઉષ્ણ વહ્યા, પણ કાંઇ ચેતન ન આવ્યું. ઘડીઆળ જે સદૈવ મારા ગજવામાં રહી હતી. પોતાના શોક જનક સ્વરથી પ્રતિ મિનીટ અને સેકન્ડ, સમયના વ્યતીત થવાના સમાચાર આપતી રહી, પણ હું ન ચેત્યો કે આ તે ઘડીયાળની ખટપટ છે કે મારી વીતતી વયના પગની પગરવટ છે. હજારો વાર ગજવામાંથી કહાડી કહાડી જોયું, કદી છ, કદી દસ, કદી બાર જોયા; પણ હા મને ન જણાયું કે એ મારીજ જતી વયનાં પગલાં પડયાં છે. જૌકનો સાચો અને જ્ઞાન ભર્યો શએર વાંચ્યો પણ ધ્યાન ન દીધું.

(શએર.)

" અજીજો ઇશકો ન ઘડીયાલકી સદા સમઝો "
" યે ઉમ્રે રફતાકી અપની સદાયે પા સમઝો "
"હે મિત્ર એને ન ઘડીઆલની ખટખટ સમઝો"
" એ જતી વયની તમારીજ પગરવટ સમઝો "

બહુવાર રેલના સ્ટેશન પર ગયો. ગાડીને જવા તત્પર જોઇ. ઉતારૂઓ જવા માટે ગાંસડીઓ લઇ દોડાદોડ કરી રહ્યા હતા, તેમજ કેટલાક પોતાના ધારેલા સ્થાન પર આવવાથી મુદિત દેખાતા હતા. એટલામાં એંજીને સીટી વગાડી ઘંટ ટંટંટં વાગ્યો. અગ્નિરથ આ ગયો પેલો ગયો કરતાં કરતાં અદૃશ્ય થઇ ગયો. હવે જોયું તો ન તે ગાડી છે ન તે શોભા સ્ટેશન પર ઉદાસી અને શૌન્યનો છાપ પડી રહ્યો છે. આ પરિવર્તનથી મારા હૃદયપટ્ટ પર એક ગુપ્ત કષ્ટાઘાત થયો! પણ હાયરે, હું અજ્ઞાન એમ ન ચેત્યો કે આ ગાડી જીવનની ચાલી જતી ગાડીની સૂચના આપે છે. જે લોકો બેઠા છે તેઓ પરલોક જનાર જેવા છે, અને જે આવી ઉતર્યા છે તેઓ સંસારમાં તરત જન્મેલાં બાળક છે, એ ન સૂજ્યું. હવે જ્યારે ભાન આવ્યું અને ઠોકરો ખાઇને અનુભવ મળ્યો ત્યારે તે સમય તથા તે સ્મરણ શક્તિ ન રહી. આ વયમાં જ્યારે કોઇ સ્કૂલ યા કાલેજ પાસેથી ગમન કરૂં છું,

અને ક્ષાત્રોના વાચનનો ધ્વનિ મને સંભળાય છે, ત્યાં ઉભો રહી જોઉં છું, અને એક દીર્ઘ નિશ્વાસ નાખી હું ખગ અંત કરવાથી એમ ચાહું છું કે હાય શું હું પાછો વિદ્યાર્થી બાળક નથી થઇ શકતો અરે કેટલું સારૂં થાય કે જો હું આ અનુભવના સ્મરણ સહિત પોતાનું જીવન ભ્રમણ એકવાર પુનઃ આરંભિત કરૂં. પણ તે તમાચો કે જે લઇ વહી જવા પછી સૂઝે તે પોતાના મોઢા પર મારવો જ ઉચિત જ છે હવે શું થાય? બસ બસ, હે વિદ્યાર્થીઓ, હે મારા દેશની ભવિષ્યની આશાઓ, આ નિરાશા ભર્યો હું તમારા સામે ઉપસ્થિત છું, અને ચાહું છું કે મારી વ્યતીત વય તમારા માર્ગમાં "*નોટિસ બોર્ડ" થઇ ઉભી રહે કે જેના પર આ ઉલ્લેખ અંકિત હોય "સાવધાન આ માર્ગમાં કાંટા ભર્યા છે, સાવચેતાથી ચાલો."

# કોરિયાની સ્ત્રીઓ.

કોરિયા, જાપાનની પશ્ચિમે અને ચીનની ઉત્તર દિશાએ આવેલું છે ઈ. સ. ૧૮૯૪ સુધી કોરિયા ચીનના હાથમાં હતું ઇ. સ. ૯૫ માં જાપાને તેને ચીન પાસેથી પડાવી લઇ ત્યાં પોતાનું રાજ્ય જમાવ્યું. રૂસે જોયું કે જાપાન એક નાનકડું રાજ્ય છે એ શું કરનાર છે એમ ધારી પોતાનો પગપેસારો કર્યો અને કોરિયાને હોઇયાં કરવાની ગણત્રી થતી હતી કે રૂસ જાપાનીઓએ યુદ્ધ આરંભ્યું.

જેટલું કોરિયન સ્ત્રીઓનું વૃત્તાન્ત ગુપ્ત છે એટલું બીજા કોઇ પણ દેશની સ્ત્રીઓનું હોય એમ નથી લાગતું એ શેરીના પડદા (જનાના) માં પુરૂષ તો ક્યાંથી આવી શકે પરંતુ પરજાતિની સ્ત્રીઓ

* સૂચના પત્ર. Notice Board.

સુદ્ધાંથી પ્રવેશિત નથી થઇ શકાતું. એક જાપાની ડાકટરની ખંતીલી પત્નિએ બહુ પરિશ્રમથી કોરિયન સ્ત્રીઓના રીતિ રિવાજની ખોળ કરી લખ્યું છે. જેના વાંચવાથી જણાય છે કે—કોરિયાવાસી પુરૂષો સ્ત્રીઓ તરફ બહુ માન અને મર્યાદાથી વર્ત્તે છે. વળી જ્યારે સ્ત્રી ગર્ભવતી હોય છે ત્યારે તો એ માનપાનમાં અતિઘણો વધારો થઈ જાય છે.

પ્રસુતિ સમયે બારણાપર એક દોરી લટકાવવામાં આવે છે. જો પુત્ર જન્મે તો તે દોરીમાં એક પાતરું અને કોયલાનો કટકો બાંધે છે અને પુત્રી પ્રસવે તો દોરી સાથે કંઇ બાંધતા નથી. કોરિયનોમાં એક વિલક્ષણ રીતિ છે કે સંતાનની ગણનામાં તેઓ પુત્રીઓની ગણત્રી નથી કરતા. જો કોઇને પૂછવામાં આવે કે કેટલાં સંતાનો છે તો તે કેવળ પુત્રોનીજ ગણત્રી બતાવે છે, પુત્રીઓ ગણતાજ નથી. દીકરીના અસ્તિત્વ સંબંધી પૂછ્યું હોય તો મહા કષ્ટતાએ પત્તો લાગે. સાત વર્ષના વય સુધી બાળકીઓનાં મુખ્ય નામો હોય છે. ત્યાર પછી તેણીઓને બાપને નામે અથવા કોઇ પુરૂષની વિવાહિતા સ્ત્રીના નામથી કે બ્હેન કહી બોલાવવામાં આવે છે.

જ્યારે બચ્ચું પગે ચાલવા જોગું થાય છે ત્યારે તેની સાથે રક્ષણ માટે એક કૂતરાને રાત દહાડો રાખવામાં આવે છે. વળી એ લોકોનું એમ માનવું છે કે અજવાળાથી મનુષ્યની બુદ્ધિમાં વધારો થાય છે માટે ઓરડામાં નિરંતર દીવો બળતોજ રાખે છે.

આઠ વર્ષના વય પર્યંત બાળક બાળકીઓ સંગાથે ભણે છે. પછીથી છોકરાઓ પોતાના ધંધાને અનુસરતા વિષયો લે છે. છોકરીઓ ઘર સંસારને લગતાં કામો અને ધર્મ સંબંધી વિષયો શીખે છે. હીન વર્ગની છોકરીઓને કેવળ સીવણીનું કામ બતાવવાની પ્રથા છે. ધનાઢ્ય કરતાં નિર્ધનોની પુત્રીઓ સીવવાના કામમાં અતિ કૂશળ હોય છે. એવા એવા ભરતના ખંડો બનાવે છે કે જોનાર ચકિત થઇ જાય! સારા સારા નમૂનાઓ યુરોપ સ[illegible]માં આવે છે અને ત્યાં સારે મૂલ્યે વેચાય છે. કોરિયામાં [illegible]નો બહુ રિવાજ છે, કારણ કે

કોઇ નિકટ સગાંના મરણ શોકમાં ત્રણ વર્ષ સુધી શ્વેત વસ્ત્રો ધારણ કરવા પડે છે વળી રાજાના મરણ પાછળ આખા દેશને ઉજળાં લુગડાં પેહેરવા પડે છે એક વાર દશ વર્ષમાં ત્રણ રાજાઓનાં મરણ થયાં. આથી આખા દેશને શોકના શ્વેત વસ્ત્રોમા વર્ષો સુધી રહેવું પડયું અવાર નવાર આમ થવાથી ઘણીખરી ધોળા પટ ધરવાનીજ રીતી આખા દેશે રાખી છે ઘડી ઘડી વસ્ત્રો નવાં કરાવવાં એ બધાથી બની શકે એમ નથી એટલે સામાન્ય રીતી આવીજ થઇ પડી

એક વાત આશ્ચર્ય જનક છે કે છોકરાઓ કરતા છોકરીઓ મોડી વયમા આવે છે. ( ઉપવર થાય છે ) આથી પુરૂષ કરતા સ્ત્રીનુ વય સામાન્યતઃ વિશેષજ હોય છે.

## લગ્નની રીતિઓ.

પુરૂષ પોતાના કોઇ મિત્ર સાથે પોતાની મનમાનતી મહિલાનાં માબાપોપર પત્ર મોકલે છે છોડીના માતપિતા પણ પત્ર દ્વારાજ હા નાનો પ્રત્યુત્તર પહાવે છે જો લગ્નનો સ્વીકાર હોય છે તોપણ તેના કુળનુ વૃતાન્ત પત્રથી મંગાવે છે વળી જન્મ કુંડળીમા ઘડી બહુ સંભાળથી જોવામા આવે છે, કારણ કે લગ્નનુ મુહૂર્ત જોવાને તો પણ રિવાજ છે પાણિગ્રહણને દહાડે કન્યાવાળાઓ દેશમા સમસ્ત પ્રકારની તૈયારીઓ કરે છે. વર પોતાના પિતા સાથે કોઇ વાહન પર આવે છે. દ્વારપર ઉતરી નવશા ઉત્તર દિશાએ મ્હોડુ કરી બારણામા પ્રવેશ કરે છે અહીં વર પોતાને હાથે ઢીંચણીએ બેસી એક જંગલી હંસ કન્યા માટે મૂકે છે જો જીવતુ પક્ષિ ન મળે તો લાકડાનુ પૂતળુ પણ મકવામા બાધ નથી ગણાતો. પછી બેવાર નમીને તેને પ્રણામ કરે છે અને થોડોક પાછળ હઠી જાય છે, અને પશ્ચિમ ભણી મ્હો કરી ઉભો રહે છે. હંસ મૂકવાની કથા એમ છે કે—કોઇ કાળમા એક શિકારીએ એક હંસનો શિકાર કર્યો તે હંસની માદા નિરંતર પોતાના પતિના મરણ સ્થાન આગળ આવી ગોદિન ઉભી રહેતી હતી આપરથી તાત્પર્ય એમ

લીધું છે કે તે પ્રેમાળ હંસલીનું સ્મરણ લગ્ન સમય કરવાથી સ્ત્રી પોતાના પતિ પ્રત્યે તેના જેવીજ પ્રીતિ ધરાવનારી નીકળે. લગ્નવેળા વરકન્યા રાજ હંસના સોગંદ લઇ અન્યોન્ય પ્રેમ અને વફાદારીથી નિભાવ કરવા વચનથી બંધાય છે.

લગ્નને દહાડે કન્યા પ્રથમવાર છોકરીનાં કપડાં કહાડીને સ્ત્રીનાં વસ્ત્ર ધારણ કરે છે. મોહડાપર પાઉડર ચોળે છે. ભમરોપર કાળક અને હોઠપર મરસીની ધડી લગાડે છે. ત્રણ "હેરપીન" જેના માથાપર ચકલીઓ બની હોય છે તે વાળમાં ખોસી ઉપરથી એક હલકી ટોપી પેહેરે છે. કુરતાની બાંહ્યોપર ઉદી પટ્ટીઓ લગાડી હોય છે. લાલ રંગની ઇજારવાં મોજાં અને લાલ લીલી કે ઊદી રેશમી મોજડીઓમાં લગ્નનો વાગો પૂર્ણ થાય છે.

ધીરે ધીરે સેવકોના ટેકા સાથે નવલ વધૂ નિઃસરણીથી ઉતરી ખડકીમાં પગ મૂકે છે. પંખાની ઓથે મ્હોહું સંતાડી પૂર્વભણી મ્હોહું કરી વધૂ ઉભી રહે છે. પછી બેવાર નમી નવશાહને પ્રણામ કરે છે. વર પણ એમજ નમી ઉત્તર આપે છે. આ પછી બે છોકરીઓ લાલ લીલી પટ્ટીઓથી બાંધેલાં બે પ્યાલાં શરબતનાં લાવી વરકન્યાને પાય છે. બન્ને સાથેજ ઘુંટડા લે છે. લગ્નની આ પ્રથા પૂર્ણ થવા પછી જોડાને છૂટું પાડી અલગ અલગ ઓરડામાં લઇ જવામાં આવે છે. વર અને તેના બાપને કન્યાનાં સમસ્ત સગાંવહાલાંઓ સાથે ખાણું અપાય છે. ખાઇપી વર પોતાના ઘરનો માર્ગ લે છે. કન્યા સારૂં મુહૂર્ત જોવા પછી સાસરે જાય છે.

અહીંથી કન્યા સાટે સખ્તમાં સખ્ત પડદાના દહાડાઓનો આરંભ થાય છે. પોતાના પતિ વિના અન્ય કોઇ પણ પુરૂષ સમીપ તેણી જઇ શકતી નથી, એટલે સુધી કે પોતાના કુટુંબીઓને પણ તેણી મ્હોહું દેખાડવાનો હક નથી રાખતી.

પહેલા સમયમાં કોરિયામાં એવી પ્રથા હતી કે રાત્રે નગરના દરવાજા બંધ થવા પછી બધા પુરૂષો પોતપોતાના ઘરમાં ભરાઇ બેસતા

હતા કોઇ પણ બહાર નહોતુ નીકળતુ. આ વેળા મોટા મોટા ઘરની સ્ત્રીઓ ફરવા નીકળતી હતી મ્હોડાપર પડદો નાખી કાગળનુ ફાનસ સળગાવી પોતાની સરખી સાહેલીઓને મળવા ભેટવા નીકળતી હતી. હવે એ પ્રગળ રીવાજ સમૂળો નીકળી ગયો છે ચોર ગઠીયાઓને તે દહાડાઓમા લૂટફાટનો સારો અવસર રહેતો ખુણે ખાચરે મળતી સ્ત્રીના ઘરેણા તત્કાળ ઉતરાવી માર્ગ લેતા પુલીસ આ વાતનો યોગ્ય પ્રબધ ન કરી નડવાથી એ રિવાજ ધીરેધીરે સર્વથા નષ્ટ થયો હવે ઉચ્ચ કુળની સ્ત્રીઓ કદાચિતજ ગતે બહાર નીકળતી દેખાય છે ન ચાલતા જવુ પડે તો લૂગડામા ખુબ લપેટાઇ ગોટમોટ થઇ પોતાના પતિ સાથેજ બહાર જાય છે, નીચા કુળની સ્ત્રીઓ ન્હાડે કોઈકોઇ વાર ગલી કુચીમા ફરતી જણાય છે પણ માથાથી પગ સુધી ઢકાએલી. બુરકા લીલા અને બાહ્યા લાલ હોય છે જેનાથી મ્હોડુ ઢાકે છે

કોરિયાની સ્ત્રીઓના દીવસો અને સંસાર ક્રમ આવા રીતી રિવાજોથીજ વ્યતીત થાય છે

---

# જાપાનની સ્ત્રીઓ.



પ્રશાન્ત મહાસાગરમા કેટલાક દ્વિપ મેળવીને જાપાન કહેવાય છે. જાપાનની રાજધાની ટોકિયો છે બધા દ્વિપો આપણા મદ્રાસ પ્રાન્તથી કઇક મોટા હશે જેનો વિસ્તાર ૧૫૦૦૦૦ ચોરસ માઇલ છે. જાપાને કળા, કૌશલ્ય, વ્યાપાર, વિદ્યા, સમાજીક સુધારો, યુદ્ધ અને દરિયાઇ લડાઇની કળામા, પચાસ સાઠ વર્ષની અંદર

બહુ ઉન્નતિ કરી નાંખી છે, જેને માટે શત્રુઓ પણ તેનો માર્યો ઘા વખાણે છે. વર્તમાન સમયમાં આખા એશિયા ખંડમાં જાપાન બહુ શક્તિશાળી રાજ્ય છે. આપણા ભારત વર્ષમાંથી પણ અનેક જણ ત્યાં શિલ્પકારી શીખવા જાય છે અને જશે. એટલે સુધી કે અંગ્રેજો પણ યુદ્ધવિદ્યા શીખવા ત્યાં જવા માંડયા છે.

જાપાનીઓની ખાલડી કાંઇક પીળી હોય છે. વાળ કાળા અને સીધા, ગાલ ઉપરનું હાડકું કંઇક ઉભરાએલું. કહાડીના વાળ ઘણા વધતા નથી. આકાર પણ ઘણો ઠીંગણો હોય છે. પુરૂષો કરતાં સ્ત્રીઓ બહુ રૂપાળી જણાય છે. પુરૂષોથી પ્રતિકૂલ તેણીઓ ગૌરાંગ, અને સુંદરી હોય છે. તેણીઓની વાળ ગૂંથવાની કળા જગત્ પ્રસિદ્ધ છે. નાનકડા મુખ પર વાળોનો ભારો બહુ મનોહર લાગે છે. સ્વર પણ મૃદુ હોય છે. વાતચીત કરવામાં પણ બહુ ચપળ હોય છે.

જાપાની પુરૂષો ઢીલાં કોથળા જેવાં વસ્ત્રો પેહેરે છે, કે જ્યારે તેમની રમણીઓ ચુસ્ત કપડાંથી સુશોભિત થાય છે, તેણીઓનાં પટકુળ શરીરથી ચોટી ગયેલાં હોય તેવાં જણાય છે. સ્ત્રીઓના ઘાઘરા પગની ઘુંટી સુધી લાંબા હોય છે. તેણીઓનાં ઓઢવા અને પહેરવાનાં એટલાં બધાં લૂગડાં હોય છે કે ચાલતાં તેણી આગળ લળીલળી પડતી જણાય છે. તેણીઓ પોતાનાં વાળની એટલી સેવા કરે છે કે આપણે ત્યાંની સ્ત્રીઓ કદી નહીં કરતી હોય. કેટલીક ભાગ્યશાળી રમણીઓના વાળ છેક પગ ચૂમે છે, એ ઇશ્વરની અગાધ ગતિનું ભાન કરાવે છે. વાળો ગુંથવામાં તેણીઓ પોતાના જેવી પોતેજ છે એમ કહિએ તો ચાલે. વાળોનો ગુચ્છ ફરી આગળ ઉંચો કરે છે અને પાછળથી બાંધે છે. અંબોડામાં ફૂલ બાંધવાનું તેણીઓને બહુ ગમે છે. ધનવાનોની સ્ત્રીઓ સોનાની, મોતી હીરા જડેલી પીનોથી પોતાના અંબોડા શોભાવે છે. જાપાની સ્ત્રીઓ પરદો કરતી નથી. દક્ષિણી મહિલાઓ પેઠે માથું ઉંચાડું રાખી ઘેર બહાર ફરે છે. તેણીઓના ગુંથેલા વાળો દશ દશ

દહાડા સુધી જેવા ને તેવા રહે છે માથા તળે તકિયો ન મૂકતા બોચી તળે લાકડાનો બનાવેલો તકિયો મૂકે છે, જેના પાછળ વાળ લટકતા રહે છે, એટલે તે બગડતા નથી

જાપાની લોકો સ્ત્રી કેળવણીના બહુ પક્ષકાર છે સ્ત્રી શિક્ષાનો આપણા દેશ કરતા ત્યાં બહુ સારો પ્રચાર છે આપણે ત્યાં જ્યાં સોમાં એક કન્યા ભણવા જતી હોય તો ત્યાં સેંકડે વીસ જેટલી નિશાળે જાય છે. ત્યાંની સ્ત્રીઓમાં અનેક કવિ, ચિત્રકાર, શિક્ષક અને સંપાદક છે. હજારો પુસ્તકો સ્ત્રીઓના રચેલા છે સમાજ સુધારામાં જેવો પુરુષો ઉત્સાહ ધરાવે છે, તેટલીજ સ્ત્રીઓ તેમાં તનમનથી ભાગ લેછે. પ્રાચીન રીતિઓમાંથી જે હાનિકારક કે અયોગ્ય લાગે છે તે મૂકતાં સંકોચ નથી કરતી જાપાનના ધનવાનો અને કુળવાનો છૂટથી પોતાની પત્નિ સાથે ફરે છે અને અમેરિકનો કે અંગ્રેજો સાથે સપત્નિ ભેટો કરે છે.

જાપાનવાળાઓ જોકે દિનપ્રતિદિન પાશ્ચિમીય સભ્યતાનું અનુકરણ કરતા જાય છે છતાં ત્યાંની સ્ત્રીઓ સ્વતંત્ર નથી તેણી પોતાના સાસરિયાનો બહુ આદર કરે છે પત્ની તેના સ્વામીને દેવસ્વરૂપ માને છે જાપાનીઓના શાસ્ત્રમાં પણ આપણા શાસ્ત્રાનુસાર, સ્ત્રીને ત્રણ અવસ્થામાં પિતા, પતિ અને પુત્રને આધીન રહેવાની આજ્ઞા છે. પતિ-સેવામાં તેણીઓ એટલી દૃઢચિત્ત છે કે જ્યારે પતિ ઘરની બહાર જાય છે ત્યારે તેને મસ્તક નમાવી પ્રણમે છે; ભોજનવખતે ખડે પગે સ્વાગત કરે છે

જાપાનમાં છોકરા ઘરની બહાર જતા વડિલોની પ્રણામપૂર્વક આજ્ઞા માગે છે અને આવતા ઘરમાં પગ મૂકતા પૂર્વે માથું નમી પૂછે છે જ્યારે માતા બહારથી આવે છે ત્યારે બધા પુત્ર પુત્રીઓ બારણા સુધી આવી નમી તેણીનું સ્વાગત કરે છે

---

# મુંબઈમાં મહિલા પરિષદ.

દેશની ઉન્નતિ બે પ્રકારના સુધારા ઉપર રહેલી છે. એક રાજનૈતિક અને બીજો સામાજિક. જ્યાં સુધી સામાજિક ઉન્નતિ સારી રીતે થતી નથી ત્યાં સુધી રાજકીય સુધારો થવો દુર્લભ છે. કેમકે સમાજ તે ભિન્ન ભિન્ન લોકોનો સમૂહ છે અને જો તે અશિક્ષિત હોય તો સમાજનું બંધારણ સારૂં ન કહેવાય.

મને ખેદ સાથે લખવું પડેછે કે મુંબઇની અને આ પ્રાંતની સ્ત્રીઓમાં આકાશ પાતાળનો અંતર છે. જેનું કારણ કેવળ કેળવણીની ખોટ છે. કારણ કે મુંબઇ પ્રાંત પણ ભારતવર્ષનો એક ભાગ છે. ત્યાંની સ્ત્રીઓ આપણા પ્રાન્તની સ્ત્રીઓ કરતાં બુદ્ધિ કે સ્વભાવમાં સ્વાભાવિકપણે વધારે નથી. શોકનો વિષય છે કે હમારા વિદ્વાન-ભાઇઓ કોન્ગ્રેસ અને કોનફરન્સના ઓટલા ઉપર ચઢી મોટાં મોટાં વ્યાખ્યાનો આપે છે પરંતુ ખરી રીતે જોતાં તેઓનાં ઘરોમાં અંધકાર

---

અહીં, મુંબઇમાં ભરાયેલી " મહિલા પરિષદ " વિષે શ્રીમતિ રામદુલારી દુબેરી ' એ હિન્દીના પ્રખ્યાત માસિક પત્ર "સરસ્વતી"માં જે લેખ કર્યો છે, તેનો શબ્દે શબ્દ અનુવાદ કરવામાં આવ્યો છે. જેથી જણાશે કે તેણી પોતાને ત્યાંની સ્ત્રીઓને આપણા મુંબઇ ઇલાકાની કેળવાયલી બાઇઓ પાસેથી કેવો બોધ લેવા કહે છે અને મુંબઇ ઇલાકાની અન્યોન્ય અશિક્ષિતાઓએ વિદ્યાભ્યાસથી બીજા પ્રાન્તોની સ્ત્રીઓને ઉન્નતિ કરવાનો બોધ આપવો જોઇએ. **અ. કે. ના.**

છવાએલો છે જ્યારે અમારૂં ધ્યાન આ પ્રાતની સ્ત્રીઓ તરફ ખેંચાય છે ત્યારે સહેજમાં સમજી શકાય છે કે હમારે ત્યાના પુરૂષો સ્ત્રી કેળવણી માટે કેટલોક ઉદ્યોગ કરે છે ! મુંબાઈ પ્રાંતના સજ્જનો પોતાની વિદ્વત્તા તથા સ્વદેશભક્તિને કેવળ સભા વચ્ચેજ એટલે ચઢી બોલવાનું સાધન નથી ગણતા પરંતુ પોતાના ઘરમાં ( જે ખરેખર સુધારો કરવાનો ખરેખરો નમુનો ( એટલો ) છે ) પણ તેનો વર્તાવ કરે છે આજે હું મુંબઇની સ્ત્રીઓએ આપણા પ્રાતની મહિલાઓ કરતાં કેટલીક ઉન્નતિ કરી છે, તેનું દિગ્દર્શન કરાવવા માગું છું. તેનો નમુનો હું ત્યાં હમણાં જોઇ આવી છું આ વખત જે સજ્જનો અહીંથી કોન્ગ્રેસના ડેલીગેટ અથવા દર્શક બની મુંબઇ ગયા હશે, તેઓ તો પોતાની આંખેજ જોઇ આવ્યા હશે કે ભરવા શીવવાના અને ચિત્રકળાનાં કામમાં અહીં કરતાં ત્યાં કેટલો અસાધારણ વધારો થઇ પડયો છે અને કેવા નિયમ, કેવી સુગડતા તથા કેટલી યોગ્યતાથી તે વસ્તુઓ પ્રદર્શનમાં ગોઠવવામાં આવી હતી કે જેનો પ્રબંધ શ્રીમતી મીસ પાઠકે કર્યો હતો. આ બધું તો હતું જ પણ આ લેખનો અભિપ્રાય સહુથી વધારે સંસાર સુધારા માટે સ્ત્રીઓએ જે કર્યું છે તેનો સાગન બતાવવાનો છે. જો કે મુંબઇમાં લેડી એસોશીએશન બહુ લાંબા સમયથી હસ્તી ધરાવે છે અને ત્યાની સ્ત્રીઓ સાંસારિક તથા માનસિક ઉન્નતિના ઉપાય સદા શોધતી રહે છે, તો પણ આ મહિલાપરિષદ્ દેશની સમસ્ત સ્ત્રીઓને માટે કરવામાં આવ્યો હતો

બપોરના અગીયારથી પહેલા પહેલા સ્ત્રીઓએ આવવાનો આરંભ કર્યો હતો અને બાર વાગતા સુધીમાં ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટમાં લગભગ સાતથી આઠસો સ્ત્રીઓ એકઠી થઇ ગઇ શ્રીમતી લક્ષ્મીબાઈ ચંદાવરકર તથા શ્રીમતી વિદ્યાગૌરી રમણભાઇ બી એ એ બહુ આદરપૂર્વક દ્વાર ઉપર ઉભા રહી આવનારી બાઇઓનું સ્વાગત કર્યું હતુ. સમાજનું કામ બાર વાગે આરંભાયું પ્રથમ કેટલાક ઇશ્વર સ્તુતિના ગાયનો ગુજરાતી તથા મરાઠીમાં ગવાયા શ્રીમાન બદરૂદીન તૈય-

બજીની કન્યાઓએ સિતાર વગાડયો અને ગાયું. લેડી ભાલચંદ્ર સ્વાગત કમીટીનાં અધ્યક્ષા અને બીજી ૨૧ સ્ત્રીઓ સભાસદ હતી. બધાંની તરફથી લેડી ભાલચંદ્રે આવનાર બાઇઓનો આભાર માની સભાનો હેતુ ટૂંકમાં વર્ણવ્યો. પછી શ્રીમતી લક્ષ્મીબાઇ ચંદાવરકર તથા મિસિસ બદરૂદીન તૈયબજીના પ્રસ્તાવ અને અનુમોદનો પછી શ્રીમતી રમાબાઇ રાનડેએ મહાન આનંદધ્વનિ સાથે સભાપતિનું આસન લીધું. પછી તેઓએ મરાઠી ભાષામાં અત્યન્ત મધુર સ્વરથી પોતાનું વ્યાખ્યાન આરંભ્યું, જેને પૂર્ણ યોગ્યતાથી ધીરજપૂર્વક આદિથી અંત સુધી નિભાવ્યું વ્યાખ્યાનનો સારાંશ નીચે પ્રમાણે છે.—

"આજે, લગભગ ચાર વર્ષ પછી મને આપ બેહેનો સન્મુખ ઉભી થવાનો અવસર મળ્યો છે. મ્હારી પ્રથમ અને વર્તમાન દશામાં આકાશ પાતાળનો અન્તર છે. એજ કારણ છે કે તેજ મુમ્બઈ, તેજ સ્થાન અને તેજ તમો બધાં, મને આજે નવાંજ દેખાઓ છો. જે પ્રેમમય પવિત્ર સહવાસમાં મારાં ૨૭ વર્ષ વીત્યાં, તેના વિયોગમાં મ્હારે મ્હારૂં દુઃખ રડવું કંઇ યોગ્ય નહીં ગણાય. દૈવેચ્છાથી જે સ્થિતિ પ્રાપ્ત થઇ છે તેનો અંગીકાર કરી, તેજ ચરણકમલનું ધ્યાન કરતાં વિવેક સહિત પોતાના કર્ત્તવ્યકર્મમાં તત્પર રહેવું મને યોગ્ય હતું પણ મારે શોકપૂર્વક કહેવું પડે છે કે તેમ કરવાનું સામર્થ્ય મ્હારામાં નથી. તેઓ મને નિરંતર બોધ દેતા હતા કે "સુખ દુઃખ શરીરના ભાગો અને મનના વિકારો છે. તેમને મહત્વ ન આપવું અને બધાંને પોતાનાં કર્ત્તવ્ય કર્મમાં દક્ષ રાખવાં તેજ શરીરનું ખરૂં સાર્થકત્વ છે." અને તે ઉપદેશ પ્રમાણે તેઓનું ચલણ પણ હતું. નિદ્રા વિનાની રાતો પસાર થતી અને શારીરિક પીડા હોવા છતાં પણ કર્ત્તવ્ય કર્મ આવી પડતાં. તેઓ તે સર્વે ભૂલી જતાં કર્ત્તવ્ય અને ઉદ્યોગ ઉપર તેઓને બહુજ પ્રીતિ હતી. આવો સત્સંગ મળવા છતાં પણ તે દૈવી ગુણનો એક અંશપણ હું ન મેળવી શકી તે મારે ખેદ સાથે સ્વીકારવું પડે છે. નહીં તો જે મહાનકાર્ય કરવામાં મેં અઢાર વર્ષ સુધી તન મન ધનથી અવિશ્રાંત શ્રમ કર્યો

હતો તેજ કામ કરવાને માટે આ પ્રસંગ મળવા છતા શુ મને તમામ તરફથી આમ ત્રણુની આવશ્યકતા હતી અને ગુરૂવર ભાડારકરને શું આગ્રહ કરવાનો શ્રમ લેવો પડત ? ગમે તે હો, આજ હુ આપની સામે ઉભી છું, હુ વિદૃષી પણ નથી તેમ આ પરિષદૃની અધ્યક્ષ થવાને લાયક પણ નથી પરંતુ આપે જે હેતુની પ્રેરણાથી મને આ સન્માન આપ્યુ છે તેને હુ મારે માટે એક અસાધારણ ભૂષણ માનુ છુ અને તેને માટે હું આપના બહુજ આભારમા દબાયેલી છુ.

દેશના જૂદાજૂદા ભાગોમાથી આવેલી સમસ્ત બેહેનોને આજ અહી એકઠી થયેલી નિહાળી મ્હારૂ હૃદય આનંદિત થાય છે અત્યાર સુધી આપણામાથી કોઇ કોઇ સ્ત્રીઓ સામાજિક સભાઓમાં હાજર થઇ ત્યાજ બોલતી હતી. અઢાર વર્ષ સુધી એમ ચાલ્યું આજ આપણને અલગ એકઠા થવાનુ પ્રયોજન શુ છે ? આ નવીન પ્રવૃત્તિથી આપણને શુ ફળ પ્રાપ્ત કરવાની આશા છે ? આ પ્રવૃત્તિ વિચારવા જોગ છે. આપણા દેશમા કેળવણીનો પ્રચાર થવા માડયો છે, અનેક સ્ત્રીઓ સુશિક્ષિત પણ થએલી છે કેટલાંક નગરોમા સ્ત્રીસમાજો પણ સ્થપાયા છે. સામાજિક ઉત્સવોમા પોતાના વિચારો પ્રગટ કરવાની છૂટ આપવાના ઉત્તેજનો પણ આપણને મળવા માડ્યા છે. એમ છતાં તેવા ઉત્સવોમા સ્ત્રીઓ ઘણાજ થોડા પ્રમાણમા દેખાય છે, તેનુ શુ કારણ વારૂ ? તેનુ એક કારણ છે. રીતિ સારી હોય કે નરસી, પણ આપણા દેશમા ત્રણ ચતુર્થાંશ સ્ત્રીઓને સમસ્ત સ્ત્રી મંડળ તરફથી બોલવાની જવાબદાર થવુ બહુ સાહસનુ કામ છે ત્યારે શુ આપણી પરદાનશીન બાનુઓ માટે પોતાના વિચારો પ્રકટ કરવા કોઈ સ્થાનની આવશ્યકતા નથી ? ના, આવશ્યકતા છે, એટલા માટેજ આ સભા ભરવામા આવી છે. આપણામા જે સ્ત્રીઓ પરદામા નથી રહેતી તેણીઓને પણ પુરૂષ મંડળમા ઉભા થઇ બોલવુ ભારી લાગે છે આપણી પ્રકૃતિ સ્વાભાવિક રીતેજ લજ્જાશીલ છે આપણે ગમે તેટલા સાહસથી બોલવા માગિયે પણ જોઇયે તેટલી સફળતા નથી પામી

શકતાં, કારણ કે આપણને એવીજ શિક્ષા મળી છે; તેમજ ઘરની મોટી માતાઓના આચાર વિચારનો આપણા મનપર પ્રભાવજ તેવો પડેલો છે.

ઘણીક રીતિઓ એવી છે કે જે કોઇ સમયમાં અનુકૂળ હતી પણ હવે તે નિરૂપયોગી છે તેમ છતાં આપણને તે તજવી કઠણ લાગે છે અને કદાચ તે કઠણ ન પણ હોય છતાં છોડવાને ઘણો વખત લેશે. ત્યારે શું આપણે પુરૂષો વચ્ચે પોતાના વિષયમાં વાદ વિવાદ કરી શકીએ છીએ ? નહીંજ; આપણો સ્વભાવ તેવો નથી. પ્રસૂતીના વિષયમાં આપણામાં અનેક કુરીતિઓનું વર્ણન કરવાને માટે આવી આવી સભાઓની મોટી અગત્ય છે. આથી બોલવાનો અભ્યાસ પડશે. તેમજ જ્ઞાનના પ્રસાર તથા સ્નેહની વૃદ્ધિ માટે પણ આવી સભાઓ એક સારૂં સાધન ગણી શકાય. આપણામાં જેણી વિદ્યા વ્યસની છે તેણીનું કર્ત્તવ્ય છે કે અશિક્ષિત બહેનોને સાદી સીધી વપરાતી ભાષામાં પોતે જાણેલા વિષયો સમજાવતી રહે. આમ થાય તો ઘણું સારૂં. બે ચાર સ્ત્રીઓ જ્યારે ભેગી થાય છે ત્યારે પોતપોતાનાં સુખ દુઃખ સંબંધી વાતચીત નીકળે છે. તેમજ આપણા દેશની રીતભાત સંબંધી વિચાર આપણી સ્ત્રીસમાજમાં સંકોચ વગર કહી શકાય છે. આપણામાં શું શું દોષ છે, શા ઉપાય લેવાથી તે દૂર થઇ શકે છે, અન્યોન્ય જાતિમાં કિયા કિયા ગુણો છે, તેને આપણે કેવી રીતે પામી શકીએ છીએ, એ બહુ આવશ્યક વિષય છે; કારણ કે એથીજ સમાજનું કલ્યાણ થવાનો સંભવ છે. આપણા ચિત્તના ભાવો જો ઉદાર થાય તો બુદ્ધિનો વિકાસ થવો શક્ય છે.

જેમ કુટુમ્બનું ભલું સ્ત્રી–પુરૂષ ઉભયની બુદ્ધિ અને એકમત થઇ શ્રમ કરવાપર આધાર રાખે છે, તેવીજ વાત દેશના કલ્યાણની પણ છે. જ્યારે પુરૂષ સ્ત્રી બન્ને સાથે મળી પ્રયત્ન કરે ત્યારેજ દેશના ભલાની આશા રખાય. એટલા માટેજ સ્ત્રીઓનું શિક્ષિત થવું અને તેણીઓના વિચારોનો વિકાસ થવો અગત્યનો છે. આજ અઢાર વર્ષથી મોટા મોટા મહાત્માઓ શ્રમ કરી રહ્યા છે; તે લોકોનો શ્રમ કેટલો સફળ થયો તે

વિચારવું ભાવિ ઇતિહાસકારોનું કામ છે. આટલું તો ચોખ્ખું દેખાય છે કે આજે આપણું આમ એકઠું થવું, તેજ મહાત્માઓના પરિશ્રમને રૂડે પ્રતાપે છે

કોઇ કદાચ એમ કહેશે કે આવી સભાઓથી પરદા પ્રણાલીમાં ઘટાડાને સ્થાને વધારો થશે પણ વિચાર કરતા એ વાત કોઇ પ્રકારે ખરી નહીં ઠરી શકે કારણકે પરદાના અંદર પણ જ્ઞાન મેળવવાથી લાભજ લાભ છે, હાનિનો સંભવ નથી. આપણા આન્તરિક વિચારો ઉત્તમ થવા પછી આ બહારના દેખાવના પરદાનું મહત્વ પોતાની મેળેજ ઘટી જશે આવી સભાઓ સાથે પરદાને કંઇ વિશેષ સંબંધ પણ નથી કારણ કે જે દેશો પરદાના રિવાજ વિનાના છે, ત્યાં પણ કેવળ સ્ત્રીઓની સભાઓ થાય છે, જેમાં માત્ર સ્ત્રી વિષયોપરજ ચર્ચા ચાલે છે.

આ સભાઓનો ઉદ્દેશ શું હોવો જોઇએ, શું શું કાર્યો કરવાં જોઇએ, કિયા કિયા વિષયોપર ભાષણો થવા જોઇએ, એ કામ ઘણા સાક્ષરો અને અનુભવી લોકોનું છે, મ્હારૂં નથી માટે એ વાત તે લોકો પર મૂકી જે મ્હારે કહેવા જોગ વાતો છે તે હુંઆગા કહું છું

પ્રાચીન સમયની સ્ત્રીઓ શું શું કામો કરતી હતી, હાલમાં આપણી સ્થિતિ કેટલી બદલાઇ ગઇ છે; આપણી દૃષ્ટિમાં કેઈ કેઇ વાતો નકામી દેખાય છે, એ વિષયોપર વિચાર ચલાવવા જોઇએ જૂના કાળમાં સ્ત્રીઓનો જીવનક્રમ કેવો હતો તે આપણી વૃદ્ધાઓ સારી રીતે જાણતી હશે ઇચલકરંજીના વર્તમાન રાજાની દાદી નિયમાનુસાર નિત્ય પરોઢમાં ઉઠી પંચગંગામાં સ્નાન કરવા જતી, વળતી વખત પોતાના ગામના દીન જનોના ઘરોમાં જઇ જે કોઇ માંદુ હોય તેની કુશળતા પૂછતી જો કોઇને પ્રસૂતિની પીડા થતી તો જાતભાતનો લેશ વિચાર કર્યા વિના તેને સહાય કરતી. તેમજ અન્ન, વસ્ત્ર, ઔષધિ આદિથી દુઃખિયોની સહાયતા કરતી હતી. મધ્યાન્હે સ્ત્રીઓ આગળ ધર્મ પુસ્તકો વાચતી, તેમજ તેના તાત્પર્યો સમઝાવતી. સતકર્મ અને પરોપકારનાં

કામો રાણીઓ અને ધનાઢચોની સ્ત્રીઓજ કરે એમ કંઇ નથી. મધ્યમ વર્ગની સ્ત્રીઓ પણ ઘણાં રૂડાં કામો કરતી જણાય છે. પારકાં દુઃખો જોઇ દુઃખી થવું એ સ્ત્રીઓનો જાતિસ્વભાવજ છે. એ પ્રાકૃતિક સ્વભાવને ઉત્તેજિત કરવાનો આપણો ધર્મ છે. પ્રાચીનકાળથી જે આપણા રિવાજો ચાલ્યા આવે છે, તેને આપણે સદા કાયમ રાખવા જોઇએ. બે, ચાર સમાન વયની સ્ત્રીઓએ મહિનામાં એકાદ બેવાર પોતાના ગામની ઇસ્પીતાળોમાં જઇ રોગીઓની દશા જોઇ આવવી, ત્યાંની ન્યૂનતાઓથી પરિચિત થઇ તેને દૂર કરવાના પ્રયત્નો કરવા. આ વાત આપણે માટે કંઇ નવી નથી. માત્ર જૂના રિવાજોની નકલ કરવી છે.

બીજું કામ કન્યાશાળાઓની દેખરેખનું છે. મોટાં નગરોથી લઇ નાનાં ગામડાંઓ સુદ્ધાંમાં પાઠશાળાઓ અગત્યની છે. પણ તે શાળાઓ માટે આપણે શું શું ઉદ્યોગ કરીએ છીએ અને આપણાં ખરાં કર્તવ્યોનું કેટલું પાલન કરીએ છીએ તે આપણે જાણવું જોઇએ. મહિને પંદર દહાડે એ પાઠશાળાઓનું અવલોકન પણ કરવું જોઇએ. ત્યાં શું ત્રુટીઓ છે તેની યોગ્ય તપાસ કરી સુધારો કરવા પ્રયત્નો કરવા જોઇએ. કન્યાઓને અલ્પ વયમાં સાસરે જવું પડે છે, તેમજ આપણા ઘરમાં પુત્ર વધૂ આવે છે, તો તેણીઓ જો નિશાળે જવા લાયક હોય તો ઉચિત કેળવણી આપવી એ આપણો ધર્મ છે.

આજકાલ આપણા પુત્રો મોટી મોટી પરીક્ષાઓ પાસ કરે છે, વિજ્ઞાન અને સાહિત્ય ભણી તેઓનું ધ્યાન બહુ ખેંચાયલું રહે છે, એટલે સ્વાભાવિકજ તેઓ ભણેલી ગણેલી પત્નીની ઇચ્છા રાખે છે. અભણ સ્ત્રી મેળવવાથી તેઓ નિરાશ થઇ જાય છે અને માતા તેમજ સ્ત્રીનું જોઇએ તેટલું માન નથી રાખતા.

ઔષધાલયો અને પાઠશાળાઓના જોવા કરતાં વિશેષ ધ્યાન આપણે અનાથ બાળકો તેમજ સ્ત્રીઓ તરફ આપવાનું છે. પ્લેગ તથા દુકાળથી અગણિત બાળકો અને સ્ત્રીઓ અનાથ થઇ પડ્યાં છે, જેમાંથી

બાળ વયમા થએલી વિધવાઓનું રક્ષણ પોષણ વગેરે જરૂરીજ રીતે કરવુ જોઇએ. હવે જે સ્ત્રીઓ કંઇ કંઈ વધારે વય વાળી છે અને જેનાં બાળકો પણ છે, તેઓ બહાર જઇ પોતાના નિર્વાહ માટે કામકાજ કરી શકતી નથી તેણીઓને પુત્રોની સેવા ઉપરાંત જે સમય મળે, તેમા ભરવા શીવવાના ઉત્તેજન આપના જોઇએ, પૈસા ટકાથી તેમની સહાયના કરી તેને ઉત્તેજન આપવુ એ મારૂ છે, વસ્ત્રદાનની યોજના થાય તો તે વળી વધારે ઉત્તમ છે.

જે અનાથ બાળિકાઓની દશા વિશેષ શોચનીય છે, જેની આશાના અંકુરો સુકાઇ ગયા છે, જે બિચારીઓના જન્મ વ્યર્થ થઇ ગયા છે, તથા સમાજમા જેનો આદર નથી તેને આપણે એ બનાવી આપવુ જોઇએ કે કેવી રીતે તેની જીંદગી સફળ થાય આવી બાળિકાઓ માટે અધ્યાપક કર્વેએ પૂનામા એક "અનાથ વિધવાશ્રમ" ઉઘાડ્યુ છે. ત્યા ૩૦–૩૫ છોકરીઓ શિક્ષણ મેળવે છે તેઓના ચિત્તમા જ્ઞાનની સાથે ધર્મ તથા સ્વાર્થત્યાગના અંકુરો ઉત્પન્ન કરવા માટે વિશેષ યત્ન કરવામાં આવે છે, એ આનંદની વાત છે.

આપણા દેશની બેહેનોના કલ્યાણ અર્થે કોઈ કામ કરવામા મહા ગૌરવ છે એ વાત બાળિકાઓને સમઝાવવી જોઇએ અને પોતાનો ધર્મ સમજીને એણીઓ પાસે એ કામ કરાવવું જોઇએ. "સીસ્ટર્સ" (sisters) નામવાળી સ્ત્રીઓ પાશ્ચાત્ય દેશોમાથી આ દેશમા આવે છે. તે પોતાના માતપિતા અને ઘરબારને મૂકીને જન્મ પર્યંત કુમારી રહેવાનુ તથા સ્વાર્થત્યાગનુ વ્રત ધારણ કરી પોતાની આખી ઉમર વીતાડવાનુ પણ કરે છે તેનુજ ઉદાહરણ લઇ પોતાના આશ્રમની બાળિકાઓને આવા સારા કામને માટે તૈયાર કરવી એજ પ્રોફેસર કર્વેની આકાંક્ષા છે અને તેજ પ્રમાણે આશ્રમમા શિક્ષણ આપવામા આવે છે આયંબા, બહેરા તથા બોબડાની શાળાઓમા નિરાશ્રિત, વૃદ્ધ તથા અપંગની રીતે ઈત્યાદિ બીજા નાના નાના કામો જે બાળિકાઓને આપવામાં

આવે તો તે તેને પ્રેમથી કરે. એવાં પુણ્યકાર્યમાં સહાયતા કરવી એ હમારો પરમ ધર્મ છે.

આથી સ્પષ્ટ છે કે જો આપણે કંઈ કરવા ચહાઇએ તો ઘણું કરી શકીએ તેમ છે. માટે આળસ મૂકી ઉદ્યોગશીલતા ગ્રહણ કરી પરોપકાર અને ધર્મશીલતાથી પ્રેરિત થઇ આજ સુધી સ્ત્રી અને પુરુષ બંનેનું કલ્યાણ વિચારતા વિચારતા થાકી ગએલા આપણા પુરૂષોને પ્રેમપૂર્વક એકમત થઇ સહુ કામોમાં સહાયતા આપવી એજ આપણી ફરજ છે. ચારે આશ્રમમાં ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતા વિશેષ છે, અને તે શ્રેષ્ઠતા કેવળ સારી સ્ત્રી માટેજ છે, તે માટે આપણી શ્રેષ્ઠતા તથા ગૌરવને ચિરસ્થાયી રાખવા માટે પ્રત્યેક સ્ત્રીએ સાવધ રહેવું જોઇએ. દરેક સ્ત્રીએ પરોપકારનું ધ્યાન રાખવું જોઇએ અને દરેક સ્ત્રીએ સુશિક્ષિત થઇ સમાજનું કલ્યાણ કરવામાં સહાયક બનવું જોઇએ. ”

શ્રીમતી રમાબાઇનું વ્યાખ્યાન પૂર્ણ થઇ જવા પછી કુમારી શીરીન કાબ્રાજીએ શ્રીમતી લેડી કર્ઝનના અસાધ્ય રોગથી મુક્ત થવા માટે આનંદ પ્રકટ કરવા માટેનો પ્રસ્તાવ કર્યો કે જેને સૌભાગ્યવતી ધનકુંવરબાઇ પુરૂષોતમદાસે અનુમોદન આપ્યું. તેની પછી વિશેષ આનંદ પ્રદર્શિત કરવામાં આવ્યો. ત્યાર પછી સૌભાગ્યવતી તથા કુમારી સ્ત્રીઓનાં નામ હું નીચે આપું છું.

| નામ | વિષય | ભાષા |
|---|---|---|
| મિસિસ અબ્બાસ તૈયબજી. | સ્ત્રી શિક્ષા | ઉર્દૂ |
| સૌભાગ્યવતી વિદ્યાગૌરી રમણભાઇ બી. એ. | ,, | ગુજરાતી. |
| ,, સરસ્વતી મણિલાલ | ,, | ,, |
| કુમારી કાશીબાઇ નવરંગે બી. એ. | ,, | મરાઠી. |
| સૌ. વેણુબાઇ નામ જોશી. | પરોપકાર | ,, |

| | | |
|---|---|---|
| સૌ. શારદા સુમન્ત બી. એ | પરોપકાર | ગુજરાતી |
| ,, અબાબાઈ ખાડવાલા | ,, | ,, |
| ,, રતનબાઈ લક્ષ્મીદાસ | ,, | ,, |
| ,, પ્રિયંવદા દિવાટિકા | ,, | ,, |
| ,, ઉમાબાઈ કેલકર | અનાથાલયની દશા અને તેની સુધારણા | મરાઠી |
| ,, મેવતીબાઈ નિકામે | શહેર તથા ગામમાં પ્રાથમિક શિક્ષણ માટે પાઠશાળાઓની આવશ્યકતા | ,, |
| ,, કાશીબાઈ કાનિટકર | વિધવાઓને શિક્ષક તથા દાઈ બનાવવાના સરલ ઉપાય | ,, |
| ,, પાર્વતીબાઈ આઠવલે | બાળવિવાહ અને તેના અનિષ્ટ પરિણામો | ,, |
| ,, ધનકુંવર પુરૂષોત્તમદાસ | | ગુજરાતી |
| કુમારી મથુરાબાઈ જોશી | કુળવ્યવહાર તથા નવા વિચારોના સમ્મેલનના ઉપાયો | મરાઠી |
| ડૉક્ટર કૃષ્ણાબાઈ કેલવકર બી. એ એલ. એમ. એસ. | સ્ત્રીઓની આરોગ્યતા સંબંધી યોજના | ,, |
| સૌ૦ તાપીબાઈ મોતીવાલા | ,, | ગુજરાતી |
| ,, રમાબાઈ કેલવકર | બાળકોનું પાળણ પોષણ | મરાઠી |

આ પછી ભારતવર્ષની સુવિખ્યાત કવયિત્રી સૌ૦ સરોજ નાઇડૂએ પોતાની રચેલી કવિતા "ટૂ ઇન્ડિયા" ( To India ) અર્થાત્ "હિન્દુસ્તાનને" એ ઇંગ્રેજીમાં કહી સંભળાવી તે પછી સભાપતિને હર્ષપૂર્વક ધન્યવાદ દઈ સભા વિસર્જન થઇ

# ચામબાણુ વાગ્યાં.

( લખનાર-બાપજી, ઓમદાવેદી મોચીઓનો ગોર. )

વાંચનાર વિચારના વમળમાં વલખાં મારશે કે, હૈ ! નયનબાણુ, મયનબાણુ, કામબાણુ અને રામબાણુ તો સાંભળવામાં આવ્યાં છે, પણ આ ચામબાણુ શબ્દ તો નવોજ નજરે પડયો ! ! હા. વાત જરા વિલક્ષણ છે ખરી પણ લ્યો હું થોડાક શબ્દોમાં સમજાવી જાઉં. જો આ લેખ ક્ષત્રિયોના ગોરે લખ્યો હોત તો તેણે રામબાણુના વખાણની ખાણુ ખોલી નાખી હોત, ગણિકાના ગોરે લખવાનો શ્રમ લીધો હોત, તો નયનબાણુ, મયનબાણુ કે કામબાણુની ઓળખાણુ કરાવવામાં વાણુ કરી નહોત; પણ આપણે તો ઠર્યા મોચીઓના ગોર એટલે પોતાના જજમાનોના કામથીજ વાંચકોને પરિચિત કરવા, એજ પોતાનો ધર્મ સમજીએ છીએ-એમાંજ આપણું ગૌરવ છે. બસ, આપણો તો એવોજ નિર્ધાર છે કે:-

" ખબર જિજમાનકી મનાને હયેં;
જિસ્કા ખાતે હયેં ઉસ્કા ગાતે હયેં. "

હવે મારા જજમાનો જાણે તમારા ઓળખવામાં આવી ગયા. ભાઇ " ગુજરાતી " તે લોકો વર્ષોનાં વર્ષો થયાં જોડા સીવવાનું કામ કર્યા કરે છે. પણ જોડા તે કેવા ? કુળવાન, ભલા, ગરીબ અને નિરાભિમાની પેલાં અંગ્રેજી બુટ જેવાં ભેજાં ફાટેલ કે ઊખડેલા ! વંઠેલા નહિ ! તમારાથી અજાણ્યું તો નથીજ, કે બુટોએ કેટલાં માથાં ફોડયાં છે અને કેટલી તલીઓ તોડી છે ! સેંકડો માણસો સ્વર્ગની સેલ કરવા ગયા છે અને માત્ર બુટના અત્યાચારથીજ ! પણ છટ-તે કાળા લોક હતા; એટલે તેમનું મરવું અને પીંપળાનાં સુકાં પાતરાંનું ખરવું એ બન્ને બરાબર છે ! હવે મારા જજમાનોના બનાવેલા જોડાઓની કુલીનતા જુઓ. તેમણે આજ સુધીમાં કોઇ પણ ગોરાને દુઃખ નથી

દીધુ અને એ વાતનું વધારે વિવેચન કરવાની આવશ્યકતા પણ નથી કારણકે, એ એક વિશ્વ વિખ્યાત વિષય છે હવે એ હાલમાં એ ગરીબ કુલીન જોડા ન ધારેલુ ચામખાણુનુ કામ કરી ગયા છે બે માગ જજમાન મોચી રાજેની મીઠી ગ મેળવી આવતી સોમવતી ને શુક્રવારે મોટી તપાસ ચલાવી કે કોઇ જોડો નીચ જાતિનો તો નથી શીવ્યો ? તેમણે ચોખીને ચણક રીતે કહ્યું કે " ના, ગોન્દેવ ! " ત્યારે અમદાવાદના જડજ સાહેબને એ જોડા ચામખાણુ પેઠે કેવી રીતે ખટકયા ? અને અ-ગ્રેજી બુટોએ હૃદયમા ઘર કેમ કર્યું ? શું બુટમા મખમલની નાળ લાગેલી હતી અને જોડામા ભાલોડીઆ જડયા હતા કે ! શુ દેશી જોડા ચામડાના બનેલા અને વિલાયતી બુટ વાદળીના કટકાના સીવેલા હોય છે કે જેને લીધે આટલો બધો જમીન આસમાનનો અ તર થઇ ગયો ! !

માગ જજમાનોની કૃતિને કલ ક લગાડવાનુ કારણ ખોળવા માટે ગે ચારે દિશાએ ખોળ કરી, ત્યારે માડમાડ જાણ્યુ કે ગોરા સાહેબો દેશી જોડાને મેલઘેલા ગણીને ધિક્કારે છે અને બુટને ચોખ્ખા ચણક ગણીને માનની દૃષ્ટિથી જુએ છે ! ઓ તારી ! આ તો આશ્ચર્યકારક ચિન્હ મૂકવા જેવુ વાકય ! અરે બાપૂ કુ ભાર કરતા ગધેડા ડાહ્યા હોઇજ કેમ શકે ? પહેરનાર કરતા જોડા વધારે ચોખા તે ક્યાંથી અને કેમ થાય ? જે હિ દમા વસતા લોકો નિત્ય ન્હાય ધુવે અને આચાર માટે મરી મટે, તેમના જોડા એવા મેલા કે ચામખાણુ બની કાળજુ ચીરી નાખે, અને જે વિલાયતમા પ દર દહાડે પણ ન્હાવુ નશીબ મનાય ત્યાના નિવાસિયોના જોડા એટલા બધા ચોખા કે દેવા અને આખોમા ઘર કરે ! હાથ પાણી લેવાનુ સ્વપ્ન નહિ, તે ધણી નિત્યના સ ધ્યાવ દન કરનારના જોડાને જોઇને મોઢુ મરોડે અને દેશીઓ હાથ પાણી ન લે તેને પ્રેમની દૃષ્ટિથી જોયા કરે, એ પણ સમયની એક લીલાજ ! આ એક કહેવત યાદ આવે છે કે.—

" અજબ તેરી કુદરત અજબ તેરા ખેલ;
છછુ દર કે સરમે ચમેલીકા તેલ "

વળી વિલાયતીઓમાં આઠ દિવસે પ્રભુ પ્રાર્થના કરવાના વિચારો અને ડંડાયલા હોરાઓના ઘરમાં બાયડી છોકરાં બધાં પાંચ પાંચવાર વજુ નિમાજ કરનાર તેમના ભીતરી ભાગો અને ભાવોની ભાળ ન કહાડતાં માત્ર જોડા જોઇ ડંડવામાં ચોખ્ખાઇના ચેલા બનેલા જડજ સાહેબ બરાબર જડ જ નીકળ્યા, એમ કહેતાં આ ગોર દેવની ચૈતન્ય શકિત અચકાતી નથી. લઘુશંકા કરી ઇંટથી સ્વચ્છતા સાચવનાર સરસ ચોખ્ખા કે ઉભા ઉભા લઘુશંકા કરનાર ? પાંચ નિમાજમાં પાંચવાર હાથ પગ મોઢું ધોઇ પવિત્ર કપડે પ્રભુ પ્રાર્થના કરનાર ધણીની ચોખ્ખાઇ જુઓ અને ખાતાં બુટ, પીતાં બુટ, ભકિત કરતાં બુટ અને જો ચાલે તો સૂતાં પણ બૂટ પહેરી રાખનાર ધણીઓની ચોખ્ખાઇને નિહાળો ! !

ન્યાયની દૃષ્ટિથી નિહાળતાં મારા જજમાનોના સીવેલા જોડા સર્વ રીતે નિરપરાધી છે–અને એથી વિરૂદ્ધ ગુણ ધરનાર વિલાતી બુટો ખૂની તરીકે અનેકવાર દંડાઇ ચૂકયા છે. પણ જડજ સાહેબે ખૂનીને ગુનાહગારને ન્યાયાલયમાં છટથી લાવવાની પરવાનગી આપી છે અને નિરપરાધી દેશી જોડાને કોર્ટથી દેશવટો દીધો છે ! શું એનુંજ નામ ન્યાય કે ? મને ભય છે કે, આ ફાંટાબાજ જડજ જેવી રીતે દેશી જોડાને ૫ર- ભ્યાત કોર્ટ બહાર કઢાવે છે, તેવી રીતે સીવનારા મોચીઓને પણ રખેને ગામ બહાર કઢાવે ! જો એમ થશે, તો નક્કી મારી જાતના દીન બ્રાહ્મણો તો માર્યાજ જશે ! આવા મોટા જડજ થઇને દેશી પગરખાં સામું વૈર બાંધ્યું અને તેમને બોયકાટ કર્યા, તેના કરતાં તો દેશી અનાજને બોય- કાટ કર્યું હોત અને પોતે વિલાયતી અનાજથી ઉદર ભર્યું હોત તો તો અમે પણ જાણ્યું હોત કે, સાહેબ બહાદુરમાં કંઇક પાંણી છે ખરૂં ! પણ આ તો પેલી તીસમારખાં વાળી વાત કરી કે, " બસ ભાગી નાખું રાંડીરાંડાનાં હાંલ્લાં ! " અરે ભાઇ ! સવારાણનાં ભાગોને ? તો કહે કે " ના બા, તેનો ધણી મારે " દેશી અનાજ બોયકોટ કરે તો પેટલાદમાં દુકાળજ પડે તો ! એ તો ગરીબકી જોરૂનેજ ભાભી કહી શકાય !

પણ હવે મારે મારા જજમાનો માટે જડજ સાહેબના દરબારમાં એક સવાલ પૂછવા જવુ તો પડશેજ જુઓ ત્યારે હું અમદાવાદી ગોળ ઠમ્મો, આ ગપર આ ગરબુ, કમરે ધોતિયુ અને પગમા પગરખા ! અરે બાપરે ભૂલ્યો, પગરખા તો હુડ ચઢી વાગશે હેઠ કે ઘેરથીજ ઉઘાડે પગે

“ ઓહોહોહો ! આ ગેરટ કે ? બાપરે જાણે ધરમ રાજનો દરબાર ! અને પેલા લાલ ધોતરાવાળા જમદૂત ઊભા છે, તે પગરખા ઉતરાવનારા હશે પણ આપણે શુ ! પગમા જોડા હશે તો ઉતરાવશે કને ! આપણે તો ફરિયાદ કરવી છે માટે બુમ પાડવી જોઇએ–“ એ ફરિયાદ છે, ફરિયાદ છે, બે દાદ છે એ–એ–એ માર્યો રે મારા બાપ ! ઓ સાહેબ ! ફરિયાદ !

“ હે ન્યાયમૂર્તિ, હે ફુવરની મૂર્તિ ! હે કરઝનની અનુમૂર્તિ ! આ તારો દામ દેશી ચામડાનુ ઢોર છે જોડા શીવવાની દોર છે, પગરખાની ડોર છે અને મોચીડાનો ગોર છે ! તુ સાહેબ વિલાયતી છે, પચામાં પચાયતી છે, જોડાનો અદાવતી છે ને બુટનો હિમાયતી છે ! મારા જજમાનો મોચી છે, તેથી વાત મે એ મોચી છે, તે નખોરિયે ખોચી છે, તે માટી બહુ પોચી છે મજુરી કરવા વિના છુટકો નથી, ચામડા વેતરવા વિના છુટકો નથી અને તારાથી ડરવા વિના છુટકો નથી ! માટે મારા જજમાનો તરફથી હુ જે પૂછુ તેનો જવાબ આપ હે બાપૂ ! તને દેશી જોડાનુ શુ નથી ગમતુ ? ચામડુ કે આકાર ? જો આકાર ન ગમતો હોય તો તારો આકાર અને અમારુ ચામડુ લઇ મારા જજમાનો વર્ણશ કર બુટ સીવે, જો અમારા ચામડાથી તને નફરત થતી હોય તો તારુ ચામડુ અને અમારા આકારના વર્ણશ કર જોડા બનાવે તેમજ જો તારા મનમા અમારા ચામડા અને અમારા આકાર બને માટે ધિક્કાર વસેલો હોય, તો તારા ચામડા અને તારાજ આકારના બુટ મારા જજમાનો તૈયાર કરે ! જે તને ગમે તે જવાબ દે કે, જેથી મારા જજમાનો પેટ ભરવાના જતનો આરભે.

( આનુ ઉત્તર મળવાનુ છે )

હવે થોડીક વિજ્ઞપ્તિ વકીલોને કરવાની છે. હે મારા ગુર્જર દેશના ગૌરવ હેતુઓ ! હે ભણ્યા ગણ્યા ભડવીરો ! શું તમે પણ આ જ-ડજ સાહેબની એક પક્ષી જડ આજ્ઞાનું પાલન કરી ગુજરાતનું નુર ગુમા-વશો ? શું આજે પગના જોડા બદલી કાલે ઘરના જોડા બદલવાની આજ્ઞા કરતાં શિખવશો ? શું આ ખુલ્લી હાઝને બીકણ ઘોતિયાંદાસ થઇ શરણ થશો ? ના, ના, એમ કરવા કરતાં તો છેક ઘર સુધીથી જોડા કહાડી ઉઘાડે ન્યાયાસનમાં જશો તો લોકો તમને બહુજ આશીષ દેશે ! અરે, જો તમારા જેટલું ભણતર ગણતર આ ગરીબ ગોરને મળ્યું હોત, તો નિત્ય કોર્ટના બારણા આગળ જોડા કહાડી કાશ્મીરી દુશાલામાં વીંટાળી બગલમાં મારીને અંદર જાત. કારણ કે સાહેબનો ગાલીચો ગલીચ જોડા ન બગાડે એટલોજ તેમનો વાંધો છે. પણ કદાચ તમે મારા આ વિચા-રોથી મળતા નહિં થાઓ. અસ્તુ. બીજો વિચાર વાંચો અને તે માનો કે જેથી આપણા દેશનું ગૌરવ સમજાય.

હિંદુઓ અને અહલે ઇસલામ ( મુસલમાનો ) બંનેના શાસ્ત્રો પ્રમાણે ન્યાયાલય ( અદાલત ) તે ઇશ્વરનુંજ ઘર ( ખુનાયે ખુદા ) મનાય છે અને ત્યાં બોલવુંજ પડે છે કે “ ઇશ્વરને હાજર નાજર સમઝી સાચ્ચું બોલીશ. ” હવે જે સ્થળમાં સાક્ષાત્ ઇશ્વર હાજર નાજર હોય, ત્યાં જોડા પહેરી જવાનું આપણા ધર્મ કે દીનથી ઉલટું છે. માટે કોઇ પણ હિંદુ કે મુસલમાને કોર્ટમાં જોડા પહેરવા એ ધર્મની આજ્ઞા ( કવા-યદે દીનીઅ્ની ) ભંગ કરવા જેવુંજ છે. માટે આપણને ખરે માર્ગે ચઢા-વવા માગતા ધોળે દહાડે ન્યાયાસને વિરાજતા નાઇટ સાહેબની આજ્ઞા માથે ચડાવી આવી રીતે વર્તો તો સારૂં, એવી આ ભીખારી બ્રાહ્મણની નમ્ર વિનતિ છે. હું આશા રાખું છું કે, આટલી ભીખ હું માગણી બ્રાહ્મણને આપી તમો દેશ અને પરમેશ્વરના પ્યારા થશોજ.

---

તા ૧૦ જાન્યુઆરી ૧૯૦૪

# *હમ્ ઔર તુમ!!!



(૧) અમે અને તમે પૃથક્ પૃથક્ છઇએ, કારણકે તમે તમે છો ને અમે અમે; જો એમ ન હોત તો યુરોપ અને એશિયા બે નહોત; એકજ હોત. અને તમે નો અંતર ન રહેત, અમે ને તમ એકજ થઇને માત્ર અમેજ હોતે કે તમેજ

(૨) અમે પૂર્વીય છીએ, તમે પાશ્ચિમાત્ય, અમે આરંભ, તમ અંત અમારો ઉદય પ્રથમ, તમારો અસ્ત અંતે, અમ આકાશ તમે પ્રકાશ, અમે અંધકારમાથી ઉદય થઇએ છીએ, તમે તિમિરમા અસ્ત થાઓ છો

(૩) અમે કાળા છીએ તમે ગોરા, અમારા વસ્ત્રો સફેદ, તમારા કાળા. તમે ગૌર શરીરને ઢાંક્યુ રાખો છો, અમે કાળા અંગને ઉઘાડું. અમે સાદુ પાણી પીએ છીએ, તમે લાલમ લાલ! અમારા આકાશમા અગ્નિ, તમારામા ધુમાડો. ઉઘાપણુ તમારી સ્ત્રીઓનાં નેત્રોમા અને સોનુ માથાપર, ઉઘાડું અમારે ત્યા આકાશમા ને સોનુ ધરતી તળે અમારા ને તમારામા ઘણોજ અંતર છે, તે વિસરી જવુ ન જોઇએ તમારા ને અમારા વચ્ચે કાળા પાણીનો આંતરો છે કાળા પાણીના પાર જવાથી

* લાહોરમાં પ્રગટ થતા "**મખ્ઝન**" નામના ઉર્દૂ માસિક પત્રમા આ લેખ આવ્યો હતો લેખપ્રણાલી પરથી લેખક કોઇ સારો હોવો જોઇએ, એ પ્રગટ જણાય છે. લેખકે કંઇ કારણોથી પોતાનુ ખરૂં નામ ન આપતા "બીરબર" નુ ઉપનામ ધારણ કર્યું છે. **અ. કે. નાયક.**

અમારી જાતિ જતી રહે છે ને કાળા પાણીને પાર કરવાથી તમારી જાત રહેતી નથી.

(૪) તમે લંબાઇએ, અમે પ્હને, અમે સ્થિર, તમે ચલ. અમે તોલમાં તમે ભારી મૂલમાં. બીજાને સ્વાધીનમાં લેવાનો ઉપાય તમારી પાસે શરીર શક્તિ, અમારી પાસે નમ્રતા. અમે ગરબડીઆ છીએ તમે બહેરા છો. અમારી બુદ્ધિ ઝીણી છે—એટલી ઝીણી છે કે, છે અથવા નથી એ જાણવુંજ કઠણ છે.—તમારી બુદ્ધિ જાડી—ઘટ્ટ છે એટલી જાડી છે કે જેની જાડાઇનો કશો પત્તોજ નથી લાગતો. અમારી દૃષ્ટિમાં જે સત્ય છે તે તમારી સમજણમાં આવશ્યકર છે, અને તમારા ધ્યાનમાં જે સત્ય છે તે અમારે લેખે તે સ્વપ્નવત્ છે.

(૫) તમે પ્રબળ, અમે નિર્બળ. તમે સ્વતંત્ર અમે દાસ. તમે શાસક અમે આજ્ઞાંકિત. તમે હુકમ કરો છો, અમે હુકમ માનીએ છીએ. અમ અન્ન દઇએ છઇએ, તમે ખાઓ છો. તમે ગાળો દો છો તે અમ ખાઇએ છીએ. તમને અમારાપર ઘૃણા છે અમને તમારાપર શ્રદ્ધા. અમે તમારે ઘેર આવીએ તો તમે ક્રોધિત થાઓ છો, તમે અમારા ઘરે આવો તો અમે પોતાનાં અહોભાગ્ય માનીએ છીએ. અમે તમારા પગમાં આળોટીએ છીએ, તમે અમારે માથે ચડી જાઓ છો.

(૬) તમે પરદેશ ખાતે દોડો છો, અમે ઘરમાં પડી રહીએ છીએ. અમારી જાતીય સમ્પત્તિ સ્થાવર છે, તમારી જંગમ—બલ્કે પૈંડાવાળી. તમારૂં વ્યસન છે મદિરાનું, અમને અફીણનું. તમને હાથ પગ પછાડી ગટરમાં પડવાથી આનંદ આવે છે, અમને ઝોકાં ખાઇ બીછાને આળોટવામાં. તમારાં સુખો કાયીક, અમારાં દુઃખો માંનસીક. તમે ઇચ્છો છો જગત્ વિજયી થવાની શકિત, અમ ઇચ્છીએ છીએ જગતને ઠગી લેવાની બુદ્ધિ. તમને ગમે છે વિખ્યાતિ, અમને ખુણે પડી રહેવું. તમારી પોલીસીનું તાત્પર્ય છે પરિશ્રમ, અમારીનું બેઠે ખાવું.

(૭) તમારી સ્ત્રીઓ પ્રાયઃ પુરૂષ છે, અમારા પુરૂષો મોટે ભાગે સ્ત્રી છે તમે વૃદ્ધાવસ્થામા પણ યુવાન, અમે બચપણમાજ ઘરડા અમે લગ્ન કરીએ છીએ જુવાની આવતા પહેલા, તમે પરણો છો જુવાનીના પરવાર્યા પછી, અમે કાચા તોડી પાકમા પકવીએ છીએ, તમે મરગરી જવા પછી ઘેર લઇ જાઓ છો. તમે જ્યારે ઘરમા પ્રવેશિત થાઓ છો ત્યારે અમે વનમા ચાલવા જઇએ છીએ (તમારો ગૃહસ્થાશ્રમ કામ તે અમારો વાનપ્રસ્થ)

(૮) તમારામાં પ્રથમ પ્રીતિ, પછી પાણી ગ્રહણ, અમારામાં પહેલા લગ્ન, પછી પ્રેમ અમારે ત્યા લગ્ન થાય છે, તમે લગ્ન કરો છો. અમારામા લગ્ન થાય છે તેથી નિભે છે, તમે લગ્ન કરો છો તેથી છેડા-છૂટકો, પણ ઝટનેપટ તમારી સ્ત્રીઓની વય વીતે છે પતિ સાથે લડતા ઝગડતા, અમારી સ્ત્રીઓ, આયુ વિતાવે છે પતિની કેદમા સબડતા, તમારે ત્યા સ્ત્રીઓના સ્વરૂપનુ મૂલ્ય અંકાય છે, અમારે ત્યા સ્ત્રીઓના સદ્ગુણ અમુલ્ય ગણાય છે તમારે પતિની શોભા ને વડાઇ છે પૈસો કમાવામા, અમારામા ઘરેણા લડાવવામા

(૯) અર્થાત્ જે તમે ઇચ્છો છો તે અમે નથી ઇચ્છતા, અને અમે ઇચ્છીએ છીએ તે તમે નથી ઇચ્છતા, તમે જે પામો છો તે અમે નથી પામતા ને અમે પામીએ છીએ તે તમને અપ્રાપ્ય છે, અમે માગીએ છીએ એક, તમે અનેક અમે એકનું પરિવર્તન ઇચ્છીએ છીએ તેના પર મીઠું, તમે ઘણાને બદલ મેળવો છો એકની પાછળ ઘણા મીઠા. તમારા વિદ્વાનો માગે છે બુદ્ધિના પ્રમાણ, અમારા વિદ્વાનો વડિલો ને મહર્ષિઓના ઉદાહરણો,તમે જીવો છો ઘર બહાર અમે મરીએ છીએ ઘરમા. અમારૂં મગીન અને અમારા મનથી નિરર્થક ટાંટેલા છે, તમારી વિદ્યાનો ઉદ્દેશ છે બધુ જાણવા છતા કાઇ ન જાણવુ ને અમારી વિદ્યાનો ઉદ્દેશ કંઈ ન જાણવા છતા બધુ જાણવુ, તમારે ત્યા બીજા ભવમા સ્વર્ગ, અમારે માટે આ ભવમાજ નર્ક. એટલાજ માટે પેલો ભવ તમારે માટે

સારો અને અમારે માટે આ ભવ–સંસાર પરિત્યાગ કરવા જેવો. પ્રથમથીજ કહી ચૂક્યા છીએ કે પૂર્વ અને પશ્ચિમમાં બહુ મોટો અંતર છે; તમે ચાહો છો કે અમે જાગીએ છીએ, અમે ઇચ્છીએ છીએ તમે સુખ રહો.

તમે પણ સારા અને અમે પણ સારા–કેવળ તમારૂં ભલું, અમારૂં બુરું, અને અમારૂં ભલું તમારૂં બૂરૂં. એટલા માટે ભૂતના અને ને વર્તમાનના તમ, બંને મળી ભવિષ્યને માટે કોઇ કામની વસ્તુ થઇશું ? એ પણ કાંઇ અશક્ય જેવું છે.

અમૃતલાલ કેશવલાલ નાયક.

# *મારો જંગબારી પોપટ ઉડી ગયો.



લેખક—રા. અમૃતલાલ કેશવલાલ નાયક. મુંબઇ.

દોહરો.

૧જંગબારવાસી હતો, "કસુકા" કહેતો નામ;
બહુ બોલો નકલી વળી, સુખથી રટતો રામ. ૧

* "મારો જંગબારી પોપટ ઉડી ગયો" આ કાવ્ય મારો પાળેલો પોપટ ઉડી જતાં મનના સત્ય ઉદ્ગાર રૂપે લખવામાં આવ્યું છે. પરંતુ એમાંથી પારમાર્થિક અર્થ ઘણીજ સરલતાથી નીકળી શકે છે. તે આ પ્રમાણે.—

૧. "કસુકા" એ જંગબાર નિવાસી પોપટનું વિશેષ નામ છે. જંગબારનો પ્રદેશ આર્યાવર્તથી ઘણોજ દૂર આવેલો છે. તેથી "જંગબાર" શબ્દથી પરલોક બ્રહ્મલોકની ભાવના લેવાની છે અને "કસુકા"

અનેઃ૯૨

[1]'પાજ્યો' તો બહુ પ્રીતથી પીતળના પાંજરામાં,
ખ તે મારી માતા બ્હેનો ઘોઇ સ્વચ્છ રાખતા;
ભાભી એ તગારી પ્રિય વાચનારા ટોપીવાર,
પોતાના કોમળ કરે અજવાળી નાખતા,
કરડી એ ખાતો કોઇ કોઇ વાર આગળીને,
લુગડા, કાગળ–છતાં અમે બધુ રાખતા,
તોય દાવ જોઈ ઉડી ગયો દગાબાજ શુક,
રાખીને વિશ્વાસ લેશ વાર આડુ ઢાંખતા ૨

તે મન છે અર્થાત્ મનનુ મૂળ ઉત્પતિસ્થાન બ્રહ્મ લોક છે, એમ તાત્પર્ય છે (મન શબ્દથી સમગ્ર મનુષ્ય દેહની પક્ષ કવચિત્ કલ્પના થઇ શકેછે. મન સદૈવ ચચળ હોય છે અને વિરોષ બોલવુ એ ચચળતાનો ધર્મ છે માટે તેને અહીં "બહુ બોલો" જેવુ વિશેષણ આપવામા આવેલુ છે તેમજ બાલ્યાવસ્થાથીજ જો સૂક્ષ્મતાથી અવલોકન કરવામા આવશે તો ત્વરિત સુજ્ઞ જનોના જાણવામા આવી શકશે કે, મનનો અનુકરણ એ સ્વાભાવ ધર્મજ છે અર્થાત્ માતા પિતાની ભાષા તેજ તેના પુત્રની થાય છે– કૃત્યો પણ બહુધા તેના જેવાજ તે આચરે છે એ મનના અનુકારક ધર્મને લીધે જ અહીં "નકલી" વિશેષણનો ઉલ્લેખ છે જ્યાસુધી વિકારને વશ થએલુ નથી હોતુ, ત્યા સુધી રામમા પ્રિયતા રાખવી, એ મનનું સ્વભાવિક વલણ હોયછે તેનું "મુખથી રટતો રામ" એ વાક્યથી સ્પષ્ટીકરણ છે અસ્તુ

૨ બીજા પદથી ભાવનાનુ વિસ્તર થાયછે વિકારરૂપ વનમા પલાયન કરી ગયેલા મનને ઉપાલભનય આ કાવ્ય સબોધન છે. આત્મા પોતાના અનુયાયિ મનને કહેછે કે, દેહરૂપી પિંજરમા તને

³મૂલ્ય તારૂં મૂઠી ભરી રૌપ્યકથી આપ્યું હતું,
વર્ષોથી મેં મોટો કર્યો તને પાળી પોષીને;
ચાહી ચારૂ ફળ લાવી ખંતે ખવરાવતાં' તાં,
લાડકો ધારીને તને રાખ્યો'તો સંતોષીને;

અત્યંત અનુરાગપૂર્વક પાળી રાખ્યો હતો—અહીં પીતળના પાંજરામાં કહેવાથી દેહનું નશ્વરત્વ વ્યક્ત કરેલું છે—મારી શાંતિ અને સદ્ભાવના રૂપી માતા અને ભગિની સદ્વિચારરૂપી જળથી ધોઇ તેને શુદ્ધ રાખતી હતી અને પ્રિય વાચક! મારી ધર્મપત્ની ભક્તિ—તે તમારી ભ્રાતૃભાર્યા —પણ શુદ્ધતા રૂપ પોતાના સુકોમળ હસ્તથી તેને વિશુદ્ધ માર્ગે પ્રવર્ત્તાવતી હતી. તેની નીતિરૂપ કરાંગુલી, વિવેક રૂપ કાગળ ( પુસ્તક ) અને વિનયરૂપ વસ્ત્રોને પણ તું કરડી ખાતો—તેની સિમાની અતિ ક્રાન્તિ કરી જતો હતો, છતાં અમે—હું આત્મા, શાંતિ અને સદ્ભાવના તે સાંખી લેતાં હતાં—અર્થાત્ એ સદ્ગુણોથી તારા દુર્ગુણો ઢંકાઇ જતા હતા—છતાં પણ તારાપર વિશ્વાસ રાખી તને રેઢો રાખતાંજ તું ઉડી ગયો—તેં તારો દાવ સાધ્યો—વિષયોના વિકારવનમાં પલાયણ કરી ગયો—અહીં સુવિચારશીલ, સદાચારી પવિત્રાત્મા પુરુષોના સંગનો અભાવ થતાં ચંચલ અહીં દિગ્દર્શન કરાવેલું છે ઇતિ. ”

૩ વારંવાર જન્મ ભોગવ્યા અને તેમાં કષ્ટો સહન કર્યાં ત્યારે મનુષ્યદેહની પ્રાપ્તિ થઇ અને મનુષ્યદેહ આવ્યો ત્યારે મન મળ્યું. એ સંકટો સહેવાં અને સુખોનાં બલિદાન દેવાં તે મૂલ્યના રૂપિયા. મનને પ્રૌઢી આપવી તેજ તેને પાળી પોષી મોટું કરવું, સંસારના નાના પ્રકારના સારાસાર વિવેક રૂપી અનુભવો તેજ ફળ અને તે ફળની યથાર્થ રૂપમાં પ્રાપ્તિ તે સંતોષ છતાં પણ કદાચિત્ તને કુમાર્ગમાં જવાની વૃત્તિ થતી' તી અને તારી ઇચ્છા પૂર્ણ નહોતી થતી, તો તું રોષાઇ જતો' તો ( પણ તને સદ્વૃત્તિઓનું પ્રબળ રોકી રાખતું હતું—એ રહસ્ય ગુહ્ય છે

પાંખો ફફડાવીને આંખ બદલી તું ઉડ્યો રે' તો,
કોઈ વાર કાંઈ ઓછું પડતું તો જોવીને,
હાય! રોવરાવી ગયો બબ્બે આંસુ આજ ભૂંડા,
તારા જવાનો છે બહુ શોક મારી ડોશીને

ઝૂલણા.

૪હાય! દુ ખ થાય છે જીવ બળિ જાય છે, મીઠીઓનું સ્મરણ થાય વ્હાલી,
પાંજરૂ પેખિને મન વ્યથા થાય છે, જેમ અપ્રાણ આ દેહ ખાલી,
રામનું નામ શીખવ્યું તને બોલતા, તેજ ગુરુને દિધી હાથ તાળી;
આપથી આવ હે બાપ! વદશું નહિ, ચિત્તથી દૂર કર બીક કાલી

છતાં પણ ચ ચલ હોવાથી દુર્વૃતિમાં પ્રવૃત થઈ તું પલાયન કરી ગયો-સદાચાર રૂપ સદનમાંથી દુર થયો-તેનો મારી માતા જે સદ્ભાવના તેને બહુજ શોક છે. રહસ્ય સ્પષ્ટ છે (ડોશી-જનની માતુશ્રીને "આ અમારાં ડોશી;' એમ કહેવાનો પ્રચાર છે અને તે સર્વને વિદિત છે. આવા સાધારણ શબ્દોમા જે પ્રેમના તન્તુઓ રહેલા છે, તે તો જેને" ડોશી" પદની પ્રાપ્તિ થએલી હોય, તેના હૃદયને અનુભવમા આપી શકે છે) અસ્તુ.

૪ મનને દુરાચારમા વળેલું જોઈને આત્માનો એ ઉદ્ગાર છે. કે," હાય! મને અત્યત દુ ખ થાય છે અને સદાચારમા વિવેકરૂપી સીટીઓ જે-અમૃતતુલ્ય નીતિ વાક્યો-તારા મુખમાંથી ઉચ્ચરાતા હતા તેનું મને સ્મરણ થતા મારૂં ઉર ફાટી જાય છે. પાંજરૂ -દેહને દેખીને જેમ દેહને પ્રાણ વિના દેખી ખેદ થાય છે તેમ મહા વ્યથા થાય છે. કારણ કે, તે ખાલી છે-દુરાચારમા પ્રવૃત થયેલા મનથી જીવવું તે મરણ તુલ્ય છે એવો આમા સારાશ છે-કારણ કે, દુરાચારથી અપકીર્તિ થાય છે અને શ્રીમદ્ ભગવદ્ ગીતામા શ્રીકૃષ્ણ પરમાત્માના વચન પ્રમાણે " संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते " સભાવિત મનુ-

ચોપાઇ.

૫મેળવશે સમઝીને સાર, તેનો માનીશું ઉપકાર;
કરશે સેવા કરી વહાલ, શોકિત અમૃતલાલ,

ષ્યની અપકીર્તિ તે મરણથી પણ વધારે અધમ છે ઇત્યાદિ." એંજ તને રામનું નામ–ભકિતભાવના–શીખવ્યું–પરમાર્થનો માર્ગ દર્શાવ્યો ત્યારે તેં મારોજ ત્યાગ કર્યો? ગુરુને લજ્જી દીધો? ( આમાં આત્મા અને મનની ભિન્નતાનું દર્શન છે. ) આત્મા મનનું આવાહન કરતાં કહે છે કે,"હવે તો પાછું આવ? ચિત્તમાં બીક ન કરીશ. અમે તને વઢીશું નહિ. અર્થાત્ દુરાચારોથી પાછો વળી પુનઃ સદાચારના સ્વદેશમાં સંચાર કર–ત્યાં તારો અનાદર નહિ થાય. ( કરકે છોડા ઉસને ભી નહિ કિયા ) એ કહેવતની સત્યતા સિદ્ધ થાય છે. દુરાચારમાં પ્રવૃત્ત થયા છતાં પણ પાછું સદાચારનું ગ્રહણ કરવાથી પાપ ટળી જાય છે. એ રહસ્યનું અહીં સૂચન છે.

૫. દુરાચારમાં ફસેલા મનને જે કોઇ સદાચારમાં વાળશે, તેનો ઘણોજ ઉપકાર માનવામાં આવશે. મન માટે શોકગ્રસ્ત થએલો આત્મા તેના ( સદ્‌ગુરૂની ) અત્યંત પ્રેમપૂર્વક સેવા કરશે, તેને અમૃત ( સુધા ) અને લાલ ( એક જાતનું માણિક્ય ) સમાન માનશે. ( અથવા દ્વિતીય પક્ષે" અમૃતલાલ" લેખક એમ કહે છે–કિંવા માને છે એવી અર્થની સંભાવના છે. ) અંતે ગુરૂ વિના જ્ઞાન થઇ નથી શકતું–માટે તેની ભકિત કરવી જોઇએ અને તદ્‌દ્વારા પરમાત્માના સ્વરૂપને ઓળખવું એ આશયનો ઉલ્લેખ છે. ઇતિશમ્.

# સતી.

ભારત માતાયે પણ એકેક એવાં સ્ત્રી રત્નોને જન્મ આપ્યો છે કે વિદેશી જનો તેણીઓના ચરિત્રોમા વિશેષોક્તિ ધારી માનવામાં પણ આનાકાની કરે છે । એ ઉપરથી સ્પષ્ટ દેખાઇ આવે છે કે અન્યોન્ય દેશવાસીઓને એવા રત્નો આપડવાજ નથી સત્યવક્તા વિદેશી શોધકોયે આ વાતનો પ્રકટ સ્વીકાર કર્યો છે.

ડાક્ટર બર્નિયર નામનો એક ફ્રાન્સનો રહેવાસી વિદ્વાન ઔરંગઝેબના સાસનકાલમા આર્યાવર્તના વિલોકનાર્થે આવ્યો હતો તે પેલેસ્ટાઈન, સીરિયા, ટર્કી, ઇજીપ્ટ, ફ્રાન્સ અને અરબસ્તાનનુ ભ્રમણ કરતો કરતો ઇ સ ૧૬૫૬ મા સુપ્રસિદ્ધ નગર સુરત બદરમાં પ્રથમ ઉતર્યો. ભારતમા આવી તે આશરે બારેક વર્ષ દિલ્હીમા રહ્યો. આ કાળમા તેણે પ્રાય સમસ્ત ભારતવર્ષનુ અવલોકન કર્યું તે વેળા દાનિશમદખા નામનો સુબેદાર રહેતો હતો તે ઔરંગઝેબનો પરદેશી વિભાગનો મત્રી પણ હતો પોતે ફારિસનો રહેવાસી હતો અને બહુ વિદ્યાવ્યસની હતો ઔરંગઝેબ તેનુ બહુ સન્માન કરતો એ સુબેદારના આશ્રયમાજ બર્નિય બાર વર્ષ પર્યન્ત ભારતમાં રહ્યો હતો એણે અહીં રહી દાનિશમદખાં પાસેથી ફારસીનો પણ સારો અભ્યાસ કરી લીધો એ ડાક્ટર પોતાના રચેલા ભારતના વૃતાતમા સોલમી શતાબ્દિમા પતિ પાછળ પ્રાણ સમર્પણ કરતી સતીઓનુ નિજ નેત્રે નિરખેલુ વર્ણન નિમ્નાનુસાર લખે છે

" મ્હે ચાર પાચવાર સ્ત્રીઓને જીવતી બળતા જોઇ છે. આહહા ! કેવા ભયાનક કાન્ડ છે ! જો કે મને એકથી વધુ વેળા આ અમાનુષીય કૃત્ય જોવાના પ્રસંગો મળ્યા હતા, છતા હુ વધારેવાર એ ભયકર દશ્ય

કદી જોઇ ન શકયો. હજુ પણ, મને એ પ્રસંગનું સ્મરણ થતાંજ રોમાંચ થાય છે.''

"એક વેળા હું અમદાવાદથી આગરે જતાં જતાં માર્ગમાં એક વડના વિશાળ વૃક્ષની છાયાતળે ખરે મધ્યાને વિશ્રાંતિ લેવા બેઠો હતો; એટલામાં એક વટેમાર્ગુએ મને કહ્યું કે નિકટમાંજ એક સ્ત્રી સતી થાય છે. આ સાંભળી હું તેણીને જોવાગયો. ત્યાં જઇ મ્હેં જોયું તો એક સૂકાઇ ગયેલા તળાવમાં મોટો ખાડો ખણ્યો છે; તેમાં લાકડાં ખડકયાં છે; તેનાપર એક પ્રાણરહિત કલેવર પડ્યું છે; તેની કને તેની વિધવા પત્ની બેઠી છે; વાળ વિખરાયેલા; વદન નિસ્તેજ; વિધવામાં શોકનાં પણ કંઇ વિશેષ ચિન્હો ન્હોતાં જણાતાં; ચાર પાંચ બ્રાહ્મણો ચિતામાં આગ મૂકી રહ્યા છે; પાંચ પ્રૌઢા સ્ત્રીઓ સ્વચ્છ પટકુળ પહેરી અન્યોન્ય હાથ ઝાલી ગાતી નાચતી ચિતાની પ્રદક્ષણા કરી રહી છે; અનેક નાગરિક નરનારીઓનાં જુથ્થે જુથ્થ આ દૃશ્ય નિહાળવા એકઠાં થયાં છે; ચિતા ઉપર પુષ્કળ ઘી અને તેલ રેડ્યું છે. મારા ત્યાં પહોંચવા પછી અલ્પ સમયમાં ચિતા પ્રજ્વલિત થઇ, અને તેમાંથી અગ્નિના ભડકે ભડકા નીકળવા માંડ્યા. જોતજોતાંમાં અગ્નિયે તે વિરહાનલ વ્યાકુલાને તેણીના પતિના શવ સહિત પોતાના ખોળામાં લઇ લીધી. મ્હેં બહુ ધ્યાનપૂર્વક જોયું કે તે અપરિવર્તનશીલ પ્રેમમૂર્તિના મુખપર કોઇપણ પ્રકારની પીડાના ફેરફારો ન થયા ! આ દેખાવ જોઇ હું ભારતની પ્રેમાળ, પતિવ્રતા, નિશ્ચલ પ્રમદાઓની પોતાના મનમાં પ્રશંસા કરતો પાછો વળતો હતો કે એટલામાં મ્હેં શું જોયું ? એક, બે, ત્રણ, ચાર એમ ક્રમવાર પેલી પાંચે સ્ત્રીઓયે તે પૂર્ણ પ્રજ્વલિત અગ્નિપુંજમાં પડતાં મૂકયાં; અને થોડીવારમાં અગ્નિયે છ જીવિત અને એક નિષ્પ્રાણ શરીરને બાળી ભસ્મ કરી નાંખ્યાં ! પૂછતાં પૂછતાં મને જણાયું કે ઉક્ત પાંચે સ્ત્રીઓ મરનારની દાસીઓ હતી, અને પોતાના પાલનહાર પાછળ પ્રાણ આપવામાં તેણી-

ઓયે ગૌરવ માની સાથેજ બળી મરવાનુ પણ લીધુ હતુ અને તે પૂર્ણ કર્યુ ”

આહહા! કાળી ચામડીવાળાઓનાં મુખ ઊજળાં કરનારી આ દેવીઓ, ગૌગનાઓ પેઠે કયાં પ્રીતિની પરીક્ષામાં પ્રશંસાપત્ર પામેલા પતિઓની ખોળ કરવા જતી હતી? માતા પિતાયે જેને પાલવે વળગાડી તેનેજ પ્રભુરૂપ ગણી તેનામાં પોતાનો પ્રેમ સ્થાપનાર આ પ્રાતઃસ્મરણીય સુલક્ષણાઓ કયા દીવો લઇ વર ખોળવા હગવા ઢોર પેઠે છૂટી ફરતી હતી? કોણ તેણીઓને પ્રેમનાં પોથાં પઢાવતુ? કોણ વ્યાખ્યાનો મળાવતુ હતું? કયારે તેણીઓ પુરુષો જેટલી સ્વતંત્રતા માગતી હતી! ક્યારે તેણીઓ સુધરેલપણાનુ ડોળ ઘાલી પુરુષોથી પોતાની સમાનતા કરતી હતી?

આર્યાવર્ત્તની દૃઢ પ્રતિજ્ઞા સ્ત્રીઓના સાહસથી ચકિત થયેલો ડાકટર બર્નિયર પોતાની આંખે જોયેલો એક વધુ બનાવ નીચે પ્રમાણે લખે છે.

“કોઇ કોઇ સ્ત્રીઓ બહુજ દૃઢ ચિત્ત મારા જોવામાં આવી છે. તેણીઓ બળવાથી લેશપણ બ્હીતી નથી જ્યારે હું સુરતથી ફ્રાંસ જતો હતો ત્યારે એક એવીજ નિશ્ચલ વિધવાને બળતી જોઇ આ વેળા મારી સાથે ઘણાક અંગરેજો અને ડચો હતા અમે જોયુ કે તે વિરહિણી પુણ્ય ધૈર્ય અને વીરતાથી તે અમાનવી લીલા માટે તત્પર હતી. તેણીનુ વય આશરે પાતરીગેક વર્ષનુ હશે ભય તેના નિશ્ચયથી બ્હીને એટલો આઘો ઉભો હતો કે કોઇને પણ દેખાય નહિ તેણી સર્વથા નિર્ભયપણે વાતચીત કરતી હતી અમારા સામે પણ તેણીએ બેપરવાઇથી એકવાર જોયુ, ધભરાટનો તેણીના વદનપર ભાસ પણ નહોતો પોતાની ચિતાના લાકડાને તે એવી રીતે સુધારી ગોઠવતી હતી કે જેમ કોઇ નવ યૌવના પુષ્પ શય્યા સમારતી હોય! બધું ઠીકઠાક કરી આનંદથી ચિતાપર બેઠી

પોતાના પતિનું શવ પૂર્ણ પ્રેમથી તેણીએ ખોળામાં લીધું, અને પોતાનાજ હાથે એક ઘીની મશાલથી ચિતા સળગાવી. આ દૃશ્યને જોઇ મારી અને મારા સાથીઓની જે દશા થઇ તેનું વર્ણન કરવાની મારી નિર્બળ લેખણમાં શકિત નથી. એ દેખાવ હજુ સુધી મારી આંખ્યો સામે રમ્યા કરે છે."

ફયજી નામનો એક સુપ્રસિદ્ધ ઇરાની કવિ ઇ. સ. ૧૬૦૫ માં શહનશાહ અકબર એ અજમ દરબારનો એક દીપક ગણાતો હતો. અરબી અને ફારસી ભાષામાં એ અદ્વિતીય મનાતો અને હજુ પણ મનાય છે. એણે બનારસમાં દીર્ઘકાળ સુધી રહી સંસ્કૃત ભાષાનો બહુ સારો અભ્યાસ કર્યો હતો. એની કવિતાની પ્રથમ શ્રેણીના મુસલમાન કવિઓમાં ગણના છે. અકબરની દરબારમાં માત્ર કવિતાજ કરી બેશી રહેનાર માણસોમાંનો એ કવિ નહોતો,બલ્કે અકબરનો પ્રધાન મંત્રી પણ હતો, આર્યાવર્ત્તના ખૂણે ખૂણે ભ્રમણ કરી એણે સારો અનુભવ મળવ્યો હતો.આ સત્યવકતા મહાનુભાવ પણ ભારતીય સ્ત્રીઓ માટે બહુ ઉંચા વિચાર દરશાવી ગયો છે, જે નીચે લખેલા તેના એક અમૂલ્ય સાચા શેઅરપરથી પાઠક વિચારી શકશે.–

" દર મહબ્બત ચૂજને હિન્દુ કસે મર્દાના નેસ્ત;
સોખ્ત બર શમએ મુર્દઃ કારે હર પરવાના નેસ્ત* "

---

* પ્રેમ ( રાખવા–સાચવવા ) માં હિન્દુ સ્ત્રીઓ જેવું કોઇપણ બહાદુર નથી. ( કારણ કે ) ઓલવાઇ ગયેલા દીવા પાછળ બળી મરવું કંઇ પ્રત્યેક પતંગિયાંઓનું કામ નથી.

# આશા સાથે વાતચીત.



આશા ! આશા !! પ્રિયે આશા !!! તું આટલી આથી કેમ જાઈ બેઠી અને મારાથી શા માટે વિમુખ થઈ ? આશા ! પહેલાં તો તારામાં કદી આ વાતો ન હતી, હવે થોડાક વર્ષોથી તું આવી કાં થઈ ગઈ ? તેં આ હાવભાવ ક્યાંથી શીખ્યા ? હાય રે ! ઓ અભાગણી આશા ! શું તું નહીં બોલે ? અરે આ સમય પણ તું તેવીજ અબોલા રહીશ ? જો કે તે દિવસ ચમેલીની લતા તળે નિરુત્તર બેશી રહી હતી કેમ આશા ! પેલા સંજોગોનું સ્મરણ છે ? પેલો સંધ્યા સમય, મંદ શીત સમીરની લહેરીઓ, ચમેલીની વિમલ વેલીનું વાયુના વેગથી લળી વળી જવું, તેની સુકોમળ કળિઓ ખીલ્યા વિના ખડખડ હસ્તી હતી કુમળી ડાખળીઓનું લળી પડવું અને તે વેળા તારૂં મારા પાસામાં ન હોવું, મેં તે દહાડે તને કેટલી બોલાવી, કેટલી વિનવી, પણ આશા તું એક શબ્દ ન બોલી !! શું, હે આશા ! મારી વ્હાલી આશા ! આજે પણ તું કાંઇ નહિ બોલે ?

હાય ! આશા ! વેળા આટલી વહેલી વહી ગઈ, અરે કાલ અત્યારેની વાત છે શું બાલ્યાવસ્થાની માયા આટલી વેગથી વિસ્મૃત થઇ ગઇ ? અરે રામ રામ ! એક તે દહાડો હતો અને એક આ છે ! આશા, બાલ્યાવસ્થાનું મને રજેરજ ભાન છે. તારૂં ઉઠવું, બેસવું, બોલવું, કુટડાઇ, કુટિલતા, એક પણ વાત હું વીસર્યો નથી. અરેરે આશા ! તું નાનપણમાં કેવી હતી અને હવે કેવી થઇ ગઇ ? હે આશા ! શું તેં મને દિલાસા નહોતા દીધા કે " આપણે વિખૂટાં નહીં પડીએ ? " શું એ સંકેત હૃદયથી ધોવાઇ ગયો ? રે આશા ! તને આવી નહોતી ધારી

આહાહા ! જ્યારે આપણે ઉભય કિશોરાવસ્થામાં હતાં, ત્યારે કેવો કાળ હતો ? આશા, પેલાં તારાં તીક્ષ્ણ લજ્જાપૂર્ણ નેત્રો, મૃણાલાકાર પાતળા ગોરા હાથો; કળી સમાકાર સ્ફૂર્તિવાળુ શરીર; સમર્યા, ઉકલ્યા, ગૂંથ્યા વિખર્યા વાળ, મેંદી રંગી આંગળીઓ, આદિ કેવાં મનહર હતાં ? શું ઉછળી ઉછળી તું મને આલિંગન નહોતી આપતી ? તારા હસતા મોહક મુખથી મને મુદિત નહોતી કરતી ? આશા એ વ્યતીત વાતોમાંની એકે હવે અવશિષ્ટ છે ?

અરેરે આશા, કઈ કઇ વિગત વાતોનું સ્મરણ કરાવું ? શી શી ભૂલાયેલી ભક્તિનું ભાન કરાવું ? વિચાર આવતાંજ આંખ્યોથી અશ્રુધારા વહેવા માંડે છે ! હા શોક તેં મારો કેવો સંગાથ સાચવ્યો અને હવે કેવી પેરે મારો પરિત્યાગ કર્યો ! હા આશ્ચર્ય !

આશા, પેલો સમય જ્યારે આપણ બંને જણ આપણી જન્મભૂમિની વિમળ વાટિકા ! ( હા દૈવ હવે તે વેળા વાયુ પેરે વહી ગઇ ) માં વિચરી રહ્યાં હતાં, અને કોઇ વ્યકિત દૃષ્ટિગોચર નહોતો થતો ત્યારે આપણે અન્યોઅન્ય કેવાં અનુરકત હતાં. આશા ! તારી પ્રીતિએ પ્રત્યેકને અપ્રિય કર્યાં હતાં શું તને તે સમયનું સ્મરણ નથી કે જે વેળા બાળકો રમત ગમતથી રીઝે છે ? આપણ બંને અન્યોઅન્ય ગળામાં હાથ ભેરવી નિર્જન સ્થાનમાં ભટકતાં હતાં. પ્રાયઃ મારા મિત્રો મને સાદ દેતા અને હું સાંભળ્યા વિના તારાજ તરંગોમાં મગ્ન રહેતો, તને પ્રસન્ન રાખવાના વિચારોમાં હું તેઓના રુષ્ટ થવાની લેશ માત્ર સ્પૃહા નહોતો રાખતો. શું આશા ! શિશુ અવસ્થાથીજ હું એકાન્તને અધિક પ્રિય નહોતો ગણતો ? વ્હાલી તુંજ બોલ એ કોને માટે ? આશા ! તે તારીજ પ્રીતિ હતી કે જેની અનુકંપાથી મને એકાન્તમાં આનંદ આવતો હતો. અરે મારી મનમાની આશા તે સમય કે જ્યારે

અમારા શિક્ષક અમને કૉપી લખવા કહેતા હતા, ત્યારે મારા સહપાઠીઓ સાથે ટોળુ વળી લખવા બેસતા હતા, ત્યારે હું એક કોરે મેહદી શીતળ છાયા તળે એકલો બેઠો બેઠો લખતો ને તુ કદી મારી પુંઠે તો કદી મારા સમીપ બેસી વાંકી વળી વળી સ્મિત હાસ્યપૂર્વક મને નિહાળતી હતી મને ઉત્સાહી કરવાના વિચારથી તારા મૃદુ સ્વરથી કહેતી હતી કે " તમારા અક્ષરો બધા કરતા મરોડવાળા છે, લખે જાવ " આશા ! હુ તારા તે ઉપકારો ભૂલ્યો નથી. મને જે કઇ લખતા વાચતા આવડયુ એ તારાજ પનોતા પગના પ્રતાપથી ! !

આશા ! તુ લગાર લગાર જેટલી વાતોમા મારૂં મન મુદિત કરતી. શાળાવાળા દહાડાઓમા ત્યારે મારા પુસ્તકનું એક પાનું પુરૂ થતાં તુજ તારા નાનકડા કરકમળથી બીજુ પૃષ્ટ ફેરવી આપતી હતી અને તારો એ ભાવ મને બહુ ભાવતો હતો, અને મારા મુખપર એક પ્રકારની માન મયુખ પ્રકાશિત થતી હતી, જેને મારા સહપાઠી મિત્રો અભિમાન માનતા હતા.

આશા ! હુ જે કંઇ કિશોરાવસ્થામાં ભણ્યો હતો તે તારાજ ભરોસાપર હતું. કારણ કે પ્રથમથીજ તુ મને વિશ્વાસ આપતી હતી કે " સાંજે હુ તમારા સાથે રમીશ "

આશા ! જ્યારે હૂ મારા સહપાઠીઓમાથી કોઇને સારાં વસ્ત્રોથી સુસજ્જિત જોતો ત્યારે મારૂ મન પણ તેમ મહાલવા માગતું હતું; પણ નહોતો પહેરી શકતો, અને શોકિત થઈ જતો. પણ આશા ! તુજ ત્યાથી મને ખસેડી બીજે પાસ લઇ જતી હતી અને કહેતી કે " આ વસ્ત્રો શુ વસ્તુ છે ! હુ તમને એથી વિશેષ સુશોભિત પટ પહેરાવીશ."

સમાપ્ત.

કંઇ મંગલાશાઓ રાખી રહ્યો છે કે એટલામાં અંતકાલે પોતાનો પ્રબળ પંજો લાંબો કર્યો. ભાન ભુલા યુવકની આંખ ઉઘડી, ચમક્યો, બોધ થયો કે ક્યાં આવ્યો છે, શું કરવું જોઇતું'તું પણ હવે તે વૃથા હતું. હાથ ઘસવા માંડ્યો. પોતાની વિગત સ્થીતિપર બોરબોર જેવાં આંસુ પાડ્યાં પણ શા કામનું ? નિરાશાએ ઘેરો ઘાલી લીધો, નિષ્ફળતાએ આક્રમણ કર્યું, સ્વતંત્રતાના છક્કા છુટી ગયા, પોતાની સ્થીતિપર ખેદ કરતો બોલ્યો—"ઓ સંસારના બહિર્દૃષ્યોપર દૃષ્ટિ રાખનારાઓ ! યુવાવસ્થાના મદમાં ચકચુર થનારાઓ ! આવો આવો, મારી દયાજનક દશાથી શિક્ષણ લ્યો. જુઓ ! જુઓ ! આટલા ભાન ભુલા ન થાવ ! પ્રથમથીજ ચેતો કે તમારા ઉપર ન ધારેલી વિપત્તિની વીજળી અનાયાસ ન આવી પડે અને એમ ન થાય કે એક દહાડો સારી પેઠે પશ્ચાતાપ કરવો પડે-સારૂં થાય કે પ્હેલાંથીજ અંતકાલનો વિચાર આવે."

---

# અમદાવાદમાં હનુમાનજી.

( જ્ઞાનોત્તેજક માટે લખનાર એક ચાગાળો )

ખાનપુરનો આરો અને રાતના બાર વાગ્યાનો સમય નદી ઉછાળા મારી રહી છે. ઠંડો પવન ચાલી રહ્યો છે ચંદ્ર પ્રકાશિત છે. હનુમાન મહારાજ આમથી આમ ફેરા મારી રહ્યા છે. કપાળપર કરચોલીઓ પડી રહી છે નસ્કોરાં ફુલી ફુલી ફુફવાટા નીકળી રહ્યા છે. મુખાકૃતિ જોતા જણાય છે કે રોષ પર બહુ ક્રોધિત થઇ રહ્યા છે. અરે સામેથી કોણ આવે છે? ઓહોહોહોહો આ તો અમદાવાદની કચરાપટીના મુખીઓ

"હુક" આ શબ્દ અને સાથે ધબ દઇને રેતીમા પુછડુ પછાડ્યુ, રેતી ઉડી અને આવનારાઓના પેટમાથી જીવ ઉડી ગયો

"હુક, આવો આવો તમે ઉલ્ટીપાર્ટીના ઉપરીઓ આવો આવો ગરીબ ગુજરાતના નચાવનાર હુક" વળી પુછડુ પછાડ્યુ અને આવનારાઓને ફાળ પડી

"રામ રામ, જયશ્રી કૃષ્ણ, સલામ, સાહેબજી, ગુડનેટ ઇ ઇ ના આ જુદા જુદા અવાજો પછી એક ધુળના ઢગલાપર હનુમાનજી બીરાજ્યાં અને સામે થરથરતા બધા અદબવાળી ઉભા

"હુક હા પ્રમુખ સાહેબ જરા વધારે સન્મુખ આવો અને ઉત્તર આપો જો જરાએ વાધા ભર્યું બોલ્યા તો આખી કચરા પટી સભાને પુછડે બાંધી, કોટની રાંગના કાંગરે કાંગરે બારે દરવાજા કુદીશ, હુ પેલો આખી લંકાપુરીને છાપરે છાપરે કુદેલો હનુમાન છુ. હા, કહો જલ્દી તમારી ઉલ્ટી પાર્ટીએ મિલ્કત ઉપર કર કહાડ્યો, એ શા આધારપર! તમે સ્થાનિક સ્વરાજ્યના નેતાઓ થઇને પ્રજાના ખાવા પીવાના આનંદમાએ માથુ મારોછો એ શુ? પ્રજા ન્હાય તેનુ પાણી

ઢજો તેનાપર કર, વાડામાં જાય તેનાપર કર, પાણી પીએ તેનાપર કર, અનાજપર કર, દાણા, દુણી, લાકડાં, લુગડાં, મીઠું, મરચું, ઘી, ગોળ, ખાંડ, ધુળ, રાખ, પત્થર અરે છેવટ બે પૈસાનો ધંધો કરી કમાય તે પર કર. હવે એ બધાંપર કર લઇ કરી પછી પ્રજાને ખાવાની રજા આપો છો અને પ્રજાના ખોરાકના પરિણામને ખાતર કરી વેચીને પણ નાણાં મેળવો છો તોયે તમારી ભૂખ નથી ઓલાતી. હેં ? હુક ન ન્હાય ધુવે તો એદી અને ગંદી પ્રજા ન્હાતાં પાણી ઢોળે તો દંડ. ઉંચી હવેલી કરે તો કર અને પડતર ઘર રાખે તો દંડ. ખેતર વાવે નોકર અને ન વાવતાં પડત રાખી મૂકે તો દંડ; ધંધો કરી કમાય તો કર અને ભીખ માગે તો દંડ. દુકાન કાઢે તો કર અને ફેરી કરે તો દંડ. અરે કેટલું ગણાવું ? શું શું પુછ્યું ? હુક !" વળી પુંછડું પંછાડયું અને પાટલીઓ પર પૃથક્ પૃથક્ હાથ પડ્યા."

"હું દેલીઓની ઠેલીઓ ખરચીને પરાણે સભાસદ થવું" વળી મહાવીર ગરજ્યા." એકેકની ચડસા ચડસી અને પૈસાના જોરમાં મદાંધ થઇ કેવળ મેમ્બર થવાનું ચઢાઉપણું. પ્રજા મરે કે જીવે તેની ઓછી પરવા. પદકનાં પૂછડાં મેળવવાની લાલસા.પોળોમાં પેસતાં દુર્ગંધના ગોટા ઉડે, ગલીઓમાં ગલીચી, રાજમાર્ગપર કાદવના ઢગલા, ગખાડાની ખોટ નહીં, ટેકરાઓનો ટોટો નહીં, કચરાની કમી નહી,ફાનસનાં ફાંફાં, દીવાનું દુઃખ,બત્તીઓની બળતરા,અજવાળું આકાશમાં,અંધારૂં અવનીપર, બ્યયમાં વધારો, આવકમાં અવાચીઓ જેમ મુમ્બાઇને ચારે કોરથી દરિયાએ ઘેરી છે તેમ અમદાવાદને ગોબર ગાડીએ ઘેર્યું છે.

"મહારાજ જરા શાન્ત થાવ" પ્રમુખ સાહેબે બ્હીતાં બ્હીતાં ધ્રૂજતે સ્વરે બોલવાનું સાહસ કર્યું. "લોકો કંઇ રાજા નથી."

"ચુપ રહો" પૂછડાનું પટકાવવું અને બધાનું ગભરાવું. પ્રજા રાજા નથી તો તમે પ્રજા પણ નથી–એ બોલ રાજાને કહેવાની તમારામાં શક્તિ નથી તો પ્રજાને પીડી તેમના ઉપર નવનવા કર નાંખવાની કયાંથી

